ચોથા ધોરણની ભૂગોળની

# પ્રશ્નોત્તરમાળા.

ભાગ ૧.





છગનલાલ મોતીરામ શાહ
" મુખગણિત શિક્ષક " વગેરેના કર્તા.
શાહપોર-સુરત.

અદ્યાપિ બાહાર ન પડેલી એવી

→ ચોથા ધોરણની ભૂગોળની ←

# પ્રશ્નોત્તરમાળા ભા. ૧.


રચનાર છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.

રહેવાનું ઠેકાણું શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું શાહપોર-સુરત.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦.





છાપનાર નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું "શંકર" પ્રિન્ટિંગ પ્રેસ

ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે-સુરત.

ડિસેંબર સને ૧૯૧૪


કિંમત રૂ. ૦-૪-૦

બીજા ધોરણના "અંકગણિતનાં મનોયત્ન."
ભાગ ૧ વિષે તા. ૨૩-૬-૧૯૧૯ ના પત્રમાં

"ગુજરાત કોલેજના ગણિતના પ્રોફેસર સાહેબ
**રા૦ રા૦ જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ** લખે છે કે "આપની તરફથી અંકગણિતનાં મનોયત્ન ભાગ ૧. એ નામનું પુસ્તક મળ્યું છે. તેમાં નાનાં બાળકો માટે સાદા સરલ અને સુંદર દાખલાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. દરેક હિસાબ રમુજી છે અને તે ગણવામાં બાળકોને રસ પડશે એમાં સંશય નથી. આવું પુસ્તક બહાર પાડવા માટે તમને ધન્યવાદ ઘટે છે."

---

**જી. પી. દલાલ. મોરબી. વી. સ્કુલ સુપરિન્ટેન્ડન્ટ.**

જાવક નંબર ૪૧. તા. ૧૯-૧૧-૧૪ ના પત્રમાં લખે છે કે:---

"તમારા તરફથી "**મુખગણિત શિક્ષક**" નામનાં ધોરણવાર પુસ્તકો મળ્યાં તેનું સાદ્યંત અવલોકન કરતાં મને બહુ આનંદ થયો છે.

પ્રાથમિક સ્કુલોના નવાં સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે **મુખગણિત વિષયનું શિક્ષણ સરલતાથી આપવાના ઉચ્ચ હેતુને લક્ષમાં રાખીનેજ આ પુસ્તકો લખ્યાં છે.** એમ પ્રદર્શિત થાય છે. **તેનો ઉપયોગ કરવાથી વિદ્યાર્થીઓની સમજશક્તિ તેમજ સ્મરણશકિત સારી રીતે કેળવાશે તેની સાથે અંકગણિતના વિશાળ વિષયમાં પણ તેમને તે બહુ મદદરૂપ થઇ પડશે** એમ હું માનું છું ને આશા રાખું છું કે **સારા શિક્ષકો આવાં પુસ્તકોને પ્રમાણ ગણી ઉદાર ઉત્તેજન આપશે.**"

# ઉપોદ્ઘાત.



૧. વ્યાખ્યાનશૈલી અને પ્રશ્નોત્તરશૈલી એ શિક્ષણની બે પ્રસિદ્ધ પદ્ધતિ છે. તેમાંથી પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓના ઉપયોગ માટેની બુકો ઘણે ભાગે વ્યાખ્યાન પદ્ધતિએ રચેલી માલમ પડે છે. શિક્ષક તરીકેના મારા લાંબા અનુભવથી મને એમ માલમ પડ્યું કે શિક્ષિત શિક્ષકો પણ આ શૈલીની બુકોના ઉપયોગથી શિક્ષણમાં વ્યાખ્યાન શૈલીનોજ બહોળો ઉપયોગ કરે છે. એ શૈલી બાળ વિદ્યાર્થીઓના મગજને તસ્દી આપી તેમની બુદ્ધિ કસવામાં નિરુપયોગી છે, એટલુંજ નહિ પણ શિક્ષકોના વાણીનો વ્યય પણ ઘણીવાર વૃથા થતો હોવાથી તેમને પણ શારીરિક હાનિ ઉત્પન્ન કરનારી છે. આમ શિષ્ય અને શિક્ષક બંનેનો વૃથા કાળક્ષેપ થતો અટકાવવાને અજમાયશ તરીકે મેં પ્રથમ "**ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા.**" બહાર પાડી હતી, તેનો સત્કાર થવાથી આ જીલ્લાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ભાગ ૧ લો બહાર પાડ્યો છે.

૨. આ પ્રશ્નોત્તરમાળાના અભ્યાસ વેળા હમેશાં જરૂરી **નકશાઓ નજર સામે રાખવાની ખાસ જરૂર છે.**

૩. આ ચોપડીમાં ચોથા ધોરણના અભ્યાસક્રમ પ્રમાણે ગુજરાતની ભૂગોળના ખાસ જ્ઞાન સાથે, મુંબઈ ઇલાકાની ભૂગોળના સામાન્ય જ્ઞાનના તમામ પ્રશ્નોનો સમાસ કર્યો છે. રાજકીય, ઔદ્યોગિક, ઐતિહાસિક,

વ્યાવહારિક અને ભૂતળ વિષયક બીનાઓ ઉપરાંત આબોહવા અને સ્થળને લીધે લોકસમુહ, તેમના ઉદ્યોગો અને પાક ઉપર શી અસર થાય છે તે દર્શાવી જ્યાં જરૂર જણાઇ ત્યાં કાર્યકારણનો સંબંધ જોડવાની આ વિષયના શિક્ષણમાં જે ખાસ અગત્ય છે તેને મહત્ત્વ આપવામાં આવ્યું છે.

૪. શિક્ષણશાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે પ્રશ્નોત્તરના ખાસ લક્ષણો ધ્યાનમાં રાખ્યાં છે, છતાં ચોપડીનું કદ બહુ વધી ન જાય તેટલા માટે જાણી જોઇને કેટલાક પ્રશ્નોત્તરો લાંબા રાખ્યા છે. જ્યાં તેમ જણાય ત્યાં શિક્ષક બંધુઓ પ્રશ્નના ભાગ પાડી ઉત્તર મેળવવાનો વિવેક રાખશે એવી આશા છે.

૫. ચોથા ધોરણની તથા મિડલસ્કૂલ સ્કોલરશિપ પરીક્ષાઓ લખાણથી થાય છે. તે વખતે બાળકોમાં વિષયનું જ્ઞાન હોવા છતાં તેમના ઉત્તરો અનેક દોષને પાત્ર હોય છે, એવો પરીક્ષક સાહેબનો અભિપ્રાય છે. જેથી પ્રશ્નોના ઉત્તરો કેવી રીતે આપવા તેનું બાળકોને આથી ખાસ જ્ઞાન થશે, એવો ઉદ્દેશ પણ પ્રશ્નોત્તર શૈલીની ચોપડી રચવામાં સમાએલો છે. જેથી મને સંપૂર્ણ આશા છે કે એનો ઉપયોગ કરનાર શિક્ષક બંધુઓ, વિદ્યાર્થીઓ અને તેમના સુજ્ઞ વાલીઓ ભૂગોળના શિક્ષણમાં અવશ્ય વિજય પ્રાપ્ત કરશે.

તા. ૨૩ મી સપ્ટેંબર સને ૧૯૧૯.

શાહપોર
**સુરત.**

લિ. સેવક.

**છગનલાલ મોતીરામ શાહ.**

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.

છગનલાલ મોતીરામ શાહ કૃત.

# ચોથા ધોરણની ભૂગોળની

## પ્રશ્નોત્તરમાળા ભાગ. ૧.



સ. ૧) ઇલાકો એટલે શું ?

જ. ૧) ઘણા જિલ્લા, એજન્સિ અને સંસ્થાન મળીને થએલો ગવર્નરના તાબાનો મુલક.

સ. ૨) મુંબઈ ઇલાકો ક્યાં આવ્યો ? અને એનો આકાર કેવો છે ?

જ. ૨) હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર અરબી સમુદ્રને કાંઠે. લાંબો, સાંકડો પટી જેવો છે.

સ. ૩) મુંબઇ ઇલાકો નામ શા પરથી પડ્યું ?

જ. ૩) રાજધાનીનું શહેર મુંબઈ છે તે પરથી મુંબઈ ઇલાકો નામ પડ્યું.

સ. ૪) મુંબઈ ઇલાકાની સીમા લખો.

જ. ૪) **ઉત્તરે**–બલુચિસ્તાન ને પંજાબ; **પૂર્વે**–રજપુતસ્તાન ને મધ્યહિંદ એજન્સિનાં દેશી રાજ્યો, મધ્યપ્રાંતો અને નિઝામનું રાજ્ય; **દક્ષિણે**–મદ્રાસ ઇલાકો ને મ્હૈસુર; **પશ્ચિમે**–અરબી સમુદ્ર ને હાલા પર્વત.

સ. ૫) મુંબઇ ઇલાકાનો વિસ્તાર કેટલો છે ?

જ. ૫) ક્ષેત્રફળ ૧૯૬૮૩૨ ચોરસ માઇલ છે. લંબાઇ એક હજાર માઇલ અને સરાસરી પહોળાઇ ૧૯૦ માઇલ છે.

સ. ૬) ખાલસા મુલકનું, દેશીરાજ્યોનું અને ગાયકવાડના રાજ્યનું ક્ષેત્રફળ કહો.

જ. ૬) અંગ્રેજ સરકારના મુલકનું ૧૨૨૯૮૪ ચોરસ માઇલ, દેશી રાજ્યોનું ૬૫૭૬૧ ચોરસ માઇલ અને ગાયકવાડી રાજ્યનું ૮૦૮૭ ચોરસ માઇલ.

સ. ૭. કુદરતી વિભાગો શા, ઉપરથી પાડી શકાય ?

જ. ૭) (૧) ભાષા પરથી. (૨) લોકોના રિવાજ પરથી. (૩) દેશની રચના પરથી.

સ. ૮) મુંબઇ ઇલાકાના કુદરતી ભાગ કેટલા છે અને તે કયા કયા ?

જ. ૮) પાંચ. (૧) ગુજરાત. (૨) કચ્છ. (૩) સિંધ. (૪) મહારાષ્ટ્ર. (૫) કાનડા.

સ. ૯) ઇલાકાના રાજકીય વિભાગ, તેના અધિકારી, અને રાજધાની લખો.

| જ. ૯) ભાગનું નામ | અધિકારી | રાજધાની |
|---|---|---|
| (૧) ઉત્તર વિભાગ | કમિશનર | અમદાવાદ |
| (૨) મધ્ય વિભાગ | કમિશનર | પુના |
| (૩) દક્ષિણ વિભાગ | કમિશનર | બેલગામ |
| (૪) સિંધ વિભાગ | કમિશનર | કરાંચી |
| (૫) મુંબઇ બેટ | કમિશનર | મુંબઇ |

સ. ૧૦) મુંબઈ ઇલાકાના ઉપરી અધિકારી કોણ છે અને આખા વર્ષમાં તેઓ કયાં કયાં મુકામ રાખે છે ?

જ. ૧૦) ગવર્નર સાહેબ.

શિયાળામાં મુંબઈ. ઉનાળામાં મહાબળેશ્વર. ચોમાસામાં પુના.

સ. ૧૧) ઈલાકાની કુદરતી રચના વિભાગવાર કહો.

જ. ૧૧) **ઉત્તર વિભાગ**—ચગાનો સપાટ પ્રદેશ છે, અને એના પૂર્વ ભાગમાં ડુંગરો છે. **મધ્ય વિભાગ**-ઉચ્ચ પ્રદેશ છે, અને એમાં પુષ્કળ કાળી જમીન તથા ઘણા ડુંગરો છે. **દક્ષિણ વિભાગ**-કૃષ્ણા નદીની દક્ષિણે નીચો પ્રદેશ છે, અને પશ્ચિમ તરફના કોલાબા ને રત્નાગિરિ જિલ્લા દરીઆ કાંઠાપર અરબી સમુદ્ર ને સહ્યાદ્રિની વચ્ચે આવેલા છે. **સિંધ વિભાગ**-રણનો પ્રદેશ છે, અને તેમાં રેતીના ડુંગરા છે. એનો પશ્ચિમ ભાગ ઉંચો છે.

સ. ૧૨) ઈલાકાના પર્વતો પ્રાંતવાર ગણાવો.

જ. ૧૨) **સિંધ**—પબ ને હાલા. **કચ્છ**—ઉત્તરધાર, મધ્યધાર ને ચાડવા. **ગુજરાત**—પૂર્વમાં રાજપીપળા, પાવાગઢ અને આરાસુર; ઈશાનમાં આબુ ને શિરોહીના ડુંગર; કાઠિઆવાડના મધ્ય ભાગમાં ચોટીલા, શેત્રુંજો, ગીર, ગીરનાર ને બર્ડો. **મહારાષ્ટ્ર**—દક્ષ્ખણમાં સહ્યાદ્રિ, સાતપુડા, ચાંદવડ સાતમાળા અથવા અજિન્ટા; **કોકણમાં**-સહ્યાદ્રિ. **કાનડા**-(દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડામાં) સહ્યાદ્રિ.

સ. ૧૩) મધ્ય વિભાગમાં જવા માટે સહ્યાદ્રિમાં કયા કયા ઘાટ છે?

જ. ૧૩) (૧) **બોરઘાટ** એ પુના તરફ જવાનો. (૨) **થળઘાટ** એ નાશક તરફ જવાનો.

સ. ૧૪) કોકણના જિલ્લા ગણાવો.

જ. ૧૪) ઉત્તર વિભાગમાંનો **થાણા** તથા દક્ષિણ વિભાગમાંના **કોલાબા** ને **રત્નાગિરિ.**

સ. ૧૫) ઇલાકાના વિભાગવાર હવા ખાવાનાં સ્થળ ગણાવો.

જ. ૧૫) **ઉત્તર વિભાગ**—આબુ, ડુમસ, હજીરો ને તીથલ; કાઠિઆવાડમાં બાલાચડી, ગોપનાથ ને વેરાવળ. **મધ્ય વિભાગ**—દેવલાલી, લોણાવાલા (લાનોલી), મહાબળેશ્વર, પંચગની ને ખંડાળા. **દક્ષિણ વિભાગ**—કોલાબા જિલ્લામાં માથેરાન.

સ. ૧૬) પ્રાંતવાર ઇલાકાની નદીઓ લખો.

જ. ૧૬) **ગુજરાતમાં**—નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી, ઢાઢર, વિશ્વામિત્રી, વાત્રક, અને કાઠિઆવાડમાં ભાદર ને શેત્રુંજી. **કચ્છમાં**—નાગમતી, રૂકમાવતી ને ખારી. **સિંધમાં**-સિંધુ. **મધ્યવિભાગમાં**-મહારાષ્ટ્રમાં તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, સીના, નીરા, મુળામુઠા, ગીરણા, પાંજરા, વારણા; **કોંકણમાં**-અંબા ને સાવિત્રી. **દક્ષિણ વિભાગમાં**-દક્ષિણ મહારાષ્ટ્રમાં ભીમા, કૃષ્ણા, ડ્રોણ, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, તુંગભદ્રા, વર્ધા ને વારણા; **કાનડામાં**-શીરાવતી.

સ: ૧૭) ઇલાકાની મુખ્ય મુખ્ય નદીઓ ગણાવો.

જ. ૧૭) સિંધુ, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, સાબરમતી, મહી.

સ. ૧૮) એ સિવાય બીજી નાની નદીઓ ગણાવો.

જ. ૧૮) બનાસ, સરસ્વતી, ભાદર, મચ્છુ, શેત્રુંજી, ભીમા, નીરા, સીના, મુળામુઠા, પાંજરા.

સ. ૧૯) ઉપરની બધી નદીઓ ક્યાંથી નીકળે છે, કોને મળે છે અને તેનાપર મુખ્ય ગામો ક્યાં છે તે લખો.

| જ. ૧૯) નદીનું નામ. | મૂળ. | મુખ. | નદી ઉપરનાં ગામો. |
|---|---|---|---|
| સિંધુ | હિમાલય પર્વત | અરબી સમુદ્ર | સક્કર, બક્કર, રોહરી, **હૈદ્રાબાદ**, મિયાની, કોટ્રી, ઠઠ્ઠા, શાહબંદર, **કરાંચી.** |
| નર્મદા | અમરકંટનો ડુંગર | ખંભાતનો અખાત | કરનાળી, **ચાંદોદ**, શિનોર, **શુકલતીર્થ**, **ભાડભુત**, **તવરા**, **ભરૂચ.** |
| તાપી | સાતપુડા | અરબી સમુદ્ર | **ભુસાવળ**, **માંડવી**, **બહુધાન**, **સુરત**, રાંદેર. |
| ગોદાવરી | સહ્યાદ્રિ | બંગાળી ઉપસાગર | **નાશક**, ત્ર્યંબક. |
| કૃષ્ણા | સહ્યાદ્રિ | બંગાળી ઉપસાગર | સાંગલી, મીરજ, કુરૂંદવાડ, જમખંડી. |
| સાબરમતી | અરવલ્લી | ખંભાતનો અખાત | સાદ્રા, પેથાપુર, **અમદાવાદ**, |
| મહી | માળવાનો ડુંગર | ખંભાતનો અખાત | પાલી, લુણાવાડા, **ખંભાત.** |
| બનાસ | શિરોહીના ,, | કચ્છનું રણ | ડીસા, **રાધનપુર.** |
| સરસ્વતી | શિરોહીના ડુંગર | કચ્છનું રણ | દાંતા, **સિદ્ધપુર**, **પાટણ.** |

## ६] પહેલીના ચોપડીનો "ડિકટેશન શિક્ષક" બે આના.

| | | | |
|---|---|---|---|
| ભાદર | મદાવનના ડુંગર | અરબી સમુદ્ર | જસદણ, જેતપુર, ધોરાજી, નવીબંદર. |
| મચ્છુ | ચોટીલાના ડુંગર | કચ્છનું રણ | વાંકાનેર, મોરબી, માળીઆ. |
| શેત્રુંજી | ગીર પર્વત | ખંભાતનો અખાત | ધારી, પાલિતાણા, તળાજા. |
| ભીમા | સહ્યાદ્રિ પર્વત | કૃષ્ણા | પંઢરપુર. |
| તુંગભદ્રા | સહ્યાદ્રિ પર્વત | કૃષ્ણા | હરીહર, શીરહટ્ટી. |
| નીરા | સહ્યાદ્રિ પર્વત | ભીમા | ભોર, ફલટણ. |
| સીના | સહ્યાદ્રિ પર્વત | ભીમા | અહમદનગર. |
| મુળામુઠા | સહ્યાદ્રિ પર્વત | ભીમા | પુના. |
| પાંજરા | સહ્યાદ્રિ પર્વત | તાપી | ધુળીઆ. |

સ. ૨૦) ઇલાકામાંની પવિત્ર નદી ગણાવો.

જ. ૨૦) સરસ્વતી, નર્મદા, તાપી, ગોદાવરી.

સ. ૨૧) સહ્યાદ્રિ (પશ્ચિમ ઘાટ)માંથી કઇ કઇ નદીઓ નીકળે છે ?

જ. ૨૧) ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, નીરા, સીના, મુળામુઠા, પાંજરા, ગીરણા, વારણા, કૃષ્ણ, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, શિરાવતી.

સ. ૨૨) કચ્છના રણને કઇ કઇ નદી મળે છે ?

જ. ૨૨) બનાસ, સરસ્વતી, મચ્છુ, આજી, ખારી.

સ. ૨૩) અરબી સમુદ્રને, ખંભાતના અખાતને, બંગાળી ઉપસાગરને કઇ કઇ નદી મળે છે ?

જ. ૨૩) અરબી સમુદ્રને—સિંધુ, ભાદર, તાપી, શિરાવતી.
ખંભાતના અખાતને—સાબરમતી, મહી, ઢાઢર, નમદા, શેત્રુંજી.
બંગાળી ઉપસાગરને—ગોદાવરી, કૃષ્ણા.

સ. ૨૪) કૃષ્ણા, તાપી, ભીમા, અને તુંગભદ્રાને કઈ કઇ નદી મળે છે?

જ. ૨૪) કૃષ્ણાને—ભીમા, પંચગંગા, વારણા, તુંગભદ્રા.
તાપીને—પૂર્ણા, પાંજરા, ગીરણા.
ભીમાને—સીના, નીરા, મુળામુઠા.
તુંગભદ્રાને—ઘટપ્રભા, મલપ્રભા.

સ. ૨૫) ઉત્તરમાંથી દક્ષિણમાં જનારી નદીનાં નામ લખો.

જ. ૨૫) સિંધુ, સાબરમતી, મહી, નાગમતી, રૂકમાવતી.

સ. ૨૬) દક્ષિણમાંથી ઉત્તરમાં વહેનારી નદી ગણાવો.

જ. ૨૬) મચ્છુ, આજી, ખારી, પાંજરા, ગીરણા.

સ. ૨૭) પૂર્વમાંથી પશ્ચિમમાં કઈ કઇ નદી વહે છે ?

જ. ૨૭) નર્મદા, તાપી, ભાદર, શિરાવતી.

સ. ૨૮) પશ્ચિમમાંથી પૂર્વમાં કઇ કઇ નદી જાય છે ?

જ. ૨૮) શેત્રુંજી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, દ્રોણ, સીના, નીરા, મુળામુઠા, ઘટપ્રભા, મલપ્રભા.

સ. ૨૯) ઇલાકામાં આવેલા ધોધ ગણાવો.

જ. ૨૯) (૧) નર્મદા નદીનો સુરપાણનો. (૨) શિરાવતી નદીનો ગેરસપ્પાનો. (૩) ગોકાક પાસે ઘટપ્રભા નદીનો.

સ. ૩૦) નદીના વહેણ પરથી શું સમજાય ? જ. ઉંચાણ, નિચાણ.

સ. ૩૧) ઇલાકામાં રણ ક્યાં ક્યાં છે ? રણ એટલે શું

જ. ૩૧) (૧) કચ્છની ઉત્તરે તથા પૂર્વે. (૨) સિંધમાં થરપારકરનું. ઝાડપાન કે પાણી ન મળે એવું રેતીનું મેદાન.

સ. ૩૨) અખાત એટલે શું ? મુંબઈ ઇલાકાના અખાત ગણાવો.

જ. ૩૨) સમુદ્રનો ફાંટો લાંબો વધીને જમીનમાં ગએલો હોય તે. (૧) કચ્છનો અખાત (૨) ખંભાતનો અખાત.

સ. ૩૩) ઇલાકામાં આવેલાં બંદરો અનુક્રમે ગણાવો.

જ. ૩૩) **કરાંચી,** લખપત, જખૌ, **માંડવી,** મુદ્રા, તુણા, નવાનગર, **દ્વારકા, પોરબંદર, નવીબંદર,** માંગરોળ, વેરાવળ, **દીવ,** જાફરાબાદ, **ઘોઘા, ભાવનગર, ધોળેરા, ખંભાત,** ટંકારીઆ, **ભરૂચ, સુરત,** વલસાડ, દમણ, ડહાણું, માહીમ, વસઈ, **મુંબઇ,** અલીબાગ, **રત્નાગિરિ, માલવેણ, વેંગુર્લા, ગોવા, કારવાડ, કુમટે, હોનાવર.** (મુંબઇ, કરાંચી, કારવાડ, માંડવી એ મોટાં બંદર છે.)

સ. ૩૪) ઇલાકાના દરેક ભાગનાં હવાપાણી લખો.

જ. ૩૪) **સિંધ**–રણ હોવાથી અને કોઈ પહાડ ન હોવાથી વરસાદ ઘણોજ ઓછો એટલે ૨ થી ૧૦ ઇંચ પડે છે. રેતાળ જમીનને લીધે અને વનસ્પતિ ઝાઝી ન હોવાથી તાપ વધારે પડે છે. આખા ઇલાકામાં **જેકોબાબાદમાં** સૌથી વધારે તાપ પડે છે. **ગુજરાત**–સિંધ કરતાં વરસાદ વધારે ને તાપ ઓછો પડે છે. ગુજરાતના ઉત્તર ભાગમાં દરીઓ ન હોવાને લીધે તેમજ રણના જેવી જમીન હોવાથી તાપ વધારે ને વરસાદ ઓછો પડે છે, અને હવા સુકી છે. **મધ્ય વિભાગ**–પૂર્વ તરફ વરસાદ ઓછો પડે છે એથી

હવા કોરી છે. વરસાદ વધુ પડે છે. આખા ઇલાકામાં **મહાબળે-શ્વરમાં** સૌથી વધુ વરસાદ પડે છે. પીપલનેરમાં વરસાદ વધુ પડે છે. **દક્ષિણ વિભાગ**–કોલાબાને રત્નાગિરિ દરીઆ કિનારે તથા સહ્યાદ્રિની પાસે આવેલા હોવાથી વરસાદ વધારે પડે છે; કાનડા દરીઆ કિનારે હોવાથી ત્યાં પણ વરસાદ વધારે પડે છે. **મુંબઈ બેટ**–વરસાદ વધારે ને ટાઢ ઓછી પડે છે. **કચ્છ**–ઉત્તર ભાગમાં રણ આવવાથી વરસાદ બીલકુલ પડતો નથી ને તાપ વધારે પડે છે. મધ્ય ભાગમાં ડુંગર હોવાને લીધે અને દક્ષિણ ભાગમાં દરીઓ હોવાને લીધે થોડો થોડો વરસાદ પડે છે, અને એના મધ્ય તથા દક્ષિણ ભાગમાં તાપ બહુ પડતો નથી.

સ. ૩૫) વધારે વરસાદ ક્યાં ક્યાં પડે ?

જ. ૩૫) (૧) દરીઆ કિનારે. (૨) જ્યાં પુષ્કળ જંગલો હોય ત્યાં. (૩) પર્વત આગળ.

સ. ૩૬) રણ હોય ને હવા સુકી હોય ત્યાંનાં હવા પાણી કેવાં હોય ?

જ. ૩૬) ટાઢ તથા તાપ વધારે અને વરસાદ ઓછો.

સ. ૩૭) મુંબઈ ઇલાકાની ભૂતળ રચના અને હવાની લોકો પર શી અસર થએલી છે ?

જ. ૩૭) (૧) ગુજરાતના દક્ષિણ ભાગમાં તાપ અને ટાઢ માફકસર પડે છે, અને જમીન ફળદ્રુપ છે; તેથી લોકો મધ્યમ કદના, ચાલાક ને મોજીલા છે. (૨) દરીઆ કાંઠાના લોકો સાહસિક ને મહેનતુ છે. (૩) ઉત્તર ગુજરાત, અને સિંધમાં ટાઢ ને તાપ વધારે ને હવા સુકી છે, તેથી લોકો કદાવર ને મજબુત

છે. (૪) પશ્ચિમ ઘાટમાં વરસાદ વધારે પડે છે, ને જમીન ભેજવાળી તથા કાંકરીવાળી છે, તેથી લોકો ઠીંગણા, ઉદ્યોગી ને કસરીઆ છે. (૫) કાઠિઆવાડ પહાડી મુલક છે તેથી ત્યાં લોક જબરા, ઉદ્યોગી ને કસરીઆ છે.

સ. ૩૮) મુંબાઈ ઇલાકાની ભૂતળ રચના અને હવાની પાક પર શું અસર થએલી છે ?

જ. ૩૮) (૧) જ્યાં જ્યાં વરસાદ વધારે પડે છે. ને જમીન ભેજવાળી છે ત્યાં ત્યાં ડાંગર થાય છે. (૨) કાળી જમીનમાં ઘઉં ને કપાસ થાય છે. (૩) વરસાદ ઓછો પડે છે ત્યાંની હવા સુકી ને ગરમ છે, તેથી ત્યાં કેળાં, કેરી, નારંગી, દ્રાક્ષ, દાડમ, અંજીર, શેતુર, તરબુચ વગેરે લીલો મેવા થાય છે.

સ. ૩૯) ઉત્તર વિભાગ ને મધ્ય વિભાગનો મુકાબલો કરો.

જ. ૩૯)

| ઉત્તર વિભાગ. | મધ્ય વિભાગ. |
|---|---|
| (૧) ૧ ગણો. | પોણા ત્રણ ગણો |
| (૨) સપાટ નીચો પ્રદેશ | ડુંગરાળો ઉચ્ચ પ્રદેશ |
| (૩) પશ્ચિમે અરબી સમુદ્ર | પશ્ચિમે સહ્યાદ્રિ પર્વત |
| (૪) હવા ભેજવાળી | હવા કોરી, |
| (૫) ફળદ્રુપ | ઓછો ફળદ્રુપ |
| (૬) ગુજરાતી ભાષા | મરાઠી ભાષા |
| (૭) પૂર્વ તરફ તાપ ઓછો ને વરસાદ વધારે | પૂર્વ તરફ તાપ વધારે ને વરસાદ ઓછો |

સ. ૪૦) ઉત્તર વિભાગ ને દક્ષિણ વિભાગનો મુકાબલો કરો,

| જ. ૪૦) ઉત્તર વિભાગ. | દક્ષિણ વિભાગ. |
|---|---|
| (૧) ૧ ગણો | બમણો |
| (૨) સપાટ નીચો પ્રદેશ | ઉચ્ચ પ્રદેશ |
| (૩) ઘણી ખરી નદી પૂર્વમાંથી પશ્ચિમમાં વહે છે | ઘણી ખરી નદી પશ્ચિમમાંથી પૂર્વમાં વહે છે. |
| (૪) ગુજરાતી ભાષા | મરાઠીને કાનડી ભાષા |
| (૫) પૂર્વ ભાગમાં વરસાદ ઘણો | પશ્ચિમના જિલ્લામાં વરસાદ ઘણો |
| (૬) હવા ભેજવાળી | પૂર્વ ભાગની હવા કોરી અને પશ્ચિમ ભાગની ભેજવાળી |

સ. ૪૧) થાણા જિલ્લા ને કોલાબા જિલ્લાનો મુકાબલો કરો.

જ. ૪૧) (૧) બંને દરીઆ કિનારે આવેલા છે. (૨) બંનેમાં વરસાદ બહુ પડે છે. (૩) બંને પહાડી છે. (૪) બંનેના કિનારા પર ઘણી ખાડીઓ છે. (૫) બંનેમાં મુખ્ય પાક ડાંગરનો છે. (૬) બંનેમાં કિનારાથી સહ્યાદ્રિ તરફ જઇએ તેમ વરસાદ વધારે પડે છે.

સ. ૪૨) ઇલાકામાં જંગલો ક્યાં ક્યાં છે ને ત્યાં કયાં કયાં ઝાડો થાય છે ?

જ. ૪૨) **સિંધના જંગલમાં** બાવળ; **ગીરનાર પંચમહાલ તથા પૂર્વ તરફના જંગલમાં** મહુડા, સીસમ, રાયણ, સાગ ને વાંસ; **સહ્યાદ્રિના જંગલમાં** સાગ, સીસમ, ખેર ને વાંસ; **કાનડાના જંગલમાં** સુખડનાં ઝાડ થાય છે.

સ. ૪૩) ઇલાકામાં કયાં કયાં જનાવરો થાય છે ?

જ. ૪૩) સિંધમાં ઊંટ ને ગધેડાં; ગીરનારના જંગલમાં સિંહ; (આખા હિંદુસ્તાનમાં સિંહ અહીંજ થાય છે.) ડુંગરો ને જંગ

લોમાં વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, સાબર, ડુક્કર ને હરણ; કાઠિઆવાડ ને કચ્છના ઘોડા, ગીરની ભેંસો ને કડીના બળદ વખણાય છે.

સ. ૪૪) મુંબઈ ઈલાકામાં કુલ વસ્તી કેટલી ? દેશી રાજ્યોમાં કેટલી ? ગાયકવાડી રાજ્યમાં કેટલી અને અંગ્રેજી મુલકમાં કેટલી તે તે લખો. અને કઈ કઈ જાતની કેટ કેટલી છે તે પણ લખો.

જ. ૪૪) કુલ વસ્તી પોણા ત્રણ કરોડ માણસની છે. દેશી રાજ્યોમાં ૭૦ લાખ; ગાયકવાડી રાજ્યમાં ૨૦ લાખ અને અંગ્રેજી રાજ્યમાં એક કરોડ નેવું લાખ માણસની વસ્તી છે. વસ્તીનો પોણો ભાગ **હિંદુ;** $\frac{3}{16}$ ભાગ **મુસલમાન;** ૭૦ હજાર **પારસી;** બે લાખ **ખ્રિસ્તી;** ૨૦ હજાર **યુરોપીઅન** ને બાકીના પરચુરણ જાતના છે. જંગલના ભાગમાં ભીલ, ચોધરા, નાયકડા વગેરે અનાર્ય જાતો વસે છે.

સ. ૪૫) ઈલાકામાં કયા કયા ધર્મો ચાલે છે અને તેના મુખ્ય પંથ કયા કયા છે ?

જ. ૪૫) (૧) **હિંદુ**–એમાં શિવ, વિષ્ણુ, સ્વામીનારાયણ અને રામાનંદી; (૨) **મુસલમાની;** (૩) **જૈન**–એમાં શ્વેતાંબર ને દિગંબર; (૪) **જરતોસ્તી;** (૫) **ખ્રિસ્તી.**

સ. ૪૬) કયા કયા ભાગમાં કઈ કઈ ભાષા બોલાય છે ?

જ. ૪૬) સિંધમાં–**સિંધી** ને **બલુચી;** કચ્છમાં–**કચ્છી;** ગુજરાતમાં–**ગુજરાતી;** મહારાષ્ટ્ર ને દક્ષિણ મહારાષ્ટ્રમાં–**મરાઠી;** કાનડામાં–**કાનડી. અંગ્રેજી** ભાષા આખા ઈલાકામાં બોલાય છે. મુસલમાનો **ઉર્દુ** ભાષા બોલે છે.

સ. ૪૭) ઇલાકાના મુખ્ય ધંધા તથા હુન્નર લખો.

જ. ૪૭) મુખ્ય ધંધો **ખેતીનો, કારીગરી** કે **મજુરી; વેપાર** ને **નોકરી; ખલાસીનો.**

**હુન્નર**–સુતરાઉ ને રેશમી કાપડ; મીઠું; કસબ; સોનેરી ફીત; કીનખાબ; લાકડા, ધાતુ, હાથીથાંત સુખડ ને સોનારૂપાનું કોતરકામ; તાંબા પિત્તળનાં વાસણ; કાચ કામ.

સ. ૪૮) ઇલાકામાં કયા કયા ખનીજો કયાં કયાંથી નીકળે છે તે લખો.

જ. ૪૮) **પત્થર**—કાઠિઆવાડ. ઇડર ને અમનગર. **આરસ**–કાઠિઆવાડ ને આરાસુર. **લોઢું**–પાવાગઢના તથા બર્ડાના ડુંગર અને ધારવાડ. **અકીક**–રાજપીપળાના ડુંગર. **સોનું, રૂપું, તાંબું**–ધારવાડ. **ફટકડી**–સિંધની પશ્ચિમનો પહાડ, કચ્છ. **તાંબુ, સીસું,** ગંધક–સિંધની પશ્ચિમનો પહાડ. **મેંગેનીઝ**–પાવાગઢ ડુંગર. **મીઠું**–ખારાઘોડા, ધરાસણા, કોલાબા તથા દરીઆ કિનારે. **સુરોખાર**–પાલણપુર એજન્સિ, કચ્છ. (મોતી–કચ્છના અખાતમાં નવાનગર પાસે.)

સ. ૪૯) ઇલાકાના કયા કયા ભાગમાં કઇ કઇ ખેતીની પેદાશ થાય છે ?

જ. ૪૯) **સિંધમાં**—ઘઉં, બાજરી, જુવાર, ડાંગર, રૂ; **ભરૂચ જિલ્લો**–કપાસ; **ખેડા જિલ્લો**–તમાકુ, બાજરી; **પંચમહાલ જિલ્લો**–મકાઈ; **ભરૂચ, સુરત, ખાનદેશ, અહમદનગર** ને **નાશક** જિલ્લામાં રૂ; **ભરૂચ, સુરત, ખાનદેશ, અહમદનગર, નાશક,** અને **પુના** જિલ્લા તથા **ભાલમાં**–ઘઉં; **કોકણ પ્રાંત, સુરત જિલ્લો** અને **સિંધ પ્રાંત**–ડાંગર; **દરીઆ કિનારે**–નાળિએર ને સોપારી.

સ. ૫૦) કપાસ, તમાકુ. મકાઈ, ઘઉં. ડાંગર. અને તેલીબીઆં ક્યાં ક્યાં થાય છે ?

જ. ૫૦) **કપાસ**–સિંધપ્રાંત, ભરૂચ, સુરત, ખાનદેશ, અહમદનગર ને નાશક જિલ્લામાં. **તમાકુ**–ખેડા જિલ્લામાં. **મકાઈ**–પંચમહાલ જિલ્લામાં. **ઘઉં**–સિંધપ્રાંત, ભરૂચ, સુરત, ખાનદેશ, અહમદનગર, નાશક ને પુના જિલ્લામાં તથા ભાલમાં. **ડાંગર**–સિંધ, સુરત જિલ્લો તથા કોંકણમાં. **તેલીબીઆં**–સિંધ. સાબરમતીની ઉત્તરના ભાગમાં, મધ્ય અને દક્ષિણ વિભાગમાં.

સ. ૫૧) કપાસ અને ઘઉં કેવી જમીનમાં થાય ?

જ. ૫૧) કાળી જમીનમાં

સ. ૫૨) ડેલ્ટા એટલે શું ? તેમાં કયો પાક સારો થાય છે ?

જ. ૫૨) નદીના મુખ આગળનો ત્રિકોણાકાર પ્રદેશ. ડાંગરનો.

સ. ૫૩) ડાંગરનો પાક ક્યાં થાય ?

જ. ૫૩) (૧) દરીઆ કિનારે. (૨) વરસાદ વધારે પડતો હોય ત્યાં. (૩) ડેલ્ટામાં.

સ. ૫૪) ઇલાકામાં કાળી જમીન ક્યાં ક્યાં છે ?

જ. ૫૪) જવાબ ૫૦ મામાં ઘઉં ને કપાસ જ્યાં થાય છે ત્યાં કાળી જમીન છે.

સ. ૫૫) કઈ કઈ નદીમાંથી નહેરો કાઢેલી છે ?

જ. ૫૫) સિંધુ, હાથમતી ને કૃષ્ણા.

સ. ૫૬) સિંધમાં વરસાદ ઓછો પડે છે છતાં પાક શાથી થતા હશે ?

જ. ૫૬) (૧) સિંધુમાં ઉનાળામાં તથા ચોમાસામાં એમ બે વાર રેલ આવે છે તેથી. (૨) નહેરોથી.

સ. ૫૭) હુન્નરને માટે વખણાતાં સ્થળ ગણાવો.

જ. ૫૭) **સુતરાઉ કાપડ**–મુંબઇ ને અમદાવાદ. **રેશમી કાપડ**–સુરત, અમદાવાદ, નાશક, પુના. **કસબ, સોનેરી શીટ ને કીનખાબ**–અમદાવાદ ને સુરત. **હાથીદાંતને સુખડનું કોતરકામ**–સુરત. **સોના રૂપાનું નકશીકામ**–સિંધ ને કચ્છ. **માટીકામ**–પાટણ ને હૈદ્રાબાદ. **કાચ કામ**–કપડવંજ ને દક્ષિણ વિભાગ. **લોઢાનો સામાન**–કપડવંજ, આતર સુંબા, કુડલા, આમોદ, શિરોઇ ને ઓરપાડ. **સાડીઓ**–અહમદનગર. **તાંબા પિત્તળનાં વાસણ**–અમદાવાદ, વીસનગર, શિહોર, પુના. નાશક.

સ. ૫૮) ઇલાકામાંની મુખ્ય રેલવે તથા તે પરનાં મુખ્ય સ્ટેશનો લખો.

જ. ૫૮) (૧) **બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ** (બી. બી. એન્ડ સી. આઇ) **રેલવે**–એ ઉત્તર વિભાગમાં છે. મુંબઇ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિઆદ, અમદાવાદ, વીરમગામ ને વઢવાણ. (૨) **ગ્રેટ ઇંડિઅન પેનિનસ્યુલર** (જી. આઇ. પી.) **રેલવે**–એ પૂર્વમાં કલકત્તા ને દક્ષિણમાં મદ્રાસ સુધી જાય છે એ મધ્ય વિભાગમાં આવેલી છે–મુંબઇ, કલ્યાણ, ઇગતપુરી, નાશક, મનમાડ, ચાળીસગામ, જળગામ, ભુશાવળ. મુંબઇ, કલ્યાણ, પુના, ધોંડ, સોલાપુર. (૩) **સધર્ન મરાઠા** (એસ. એમ.) **રેલવે** એ દક્ષિણ વિભાગમાં આવેલી છે–પુના, મીરજ, બેલગામ, ધારવાડ ને હુબલી. (૪) **સિંધ પંજાબ, નોર્થ વેસ્ટર્ન** અને **જોધપુર બીકાનેર રેલવે** એ સિંધ વિભાગમાં આવેલી છે. એ ઉપરાંત ગુજરાતમાં ૨૭ નાની નાની શાખા રેલવે છે.

સ. ૫૯) વઢવાણથી મુંબઈ જતાં કયાં કયાં મોટાં સ્ટેશનો તથા નદીઓ આવે ?

જ. ૫૯) **સ્ટેશનો**–વીરમગામ, અમદાવાદ, નડિઆદ, આણંદ, વડોદરા, ભરૂચ, સુરત, નવસારી, વલસાડ, દમણ, ડહાણું, પાલગઢ, વસઈ, માહીમ ને મુંબઈ.

**નદીઓ**–સાબરમતી, મહી, નર્મદા, તાપી, પૂર્ણા, દમણગંગા ને વસઈની ખાડી.

સ. ૬૦) મુંબઈથી કરાંચી જળ માર્ગે જતાં કયાં બંદરો આવે અને રેલવે જતાં કયાં સ્ટેશનો આવે તે લખો.

જ. ૬૦) જળ માર્ગે–મુંબઈ, સાષ્ટી, માહીમ, વસઈ, દમણ, ભાવનગર, જાફરાબાદ, દીવ, વેરાવળ, પોરબંદર, દ્વારકા, માંડવી ને કરાંચી બંદર.

રેલવે માર્ગે–મુંબઈ, સુરત, વડોદરા, આણંદ, અમદાવાદ, પાલણપુર, આબુ, મારવાડ જંકશન, લુણી, હૈદ્રાબાદ, કોટ્રી ને કરાંચી સ્ટેશન.

સ. ૬૧) ઈલાકામાં આવેલી મોટી પાકી સડકના રસ્તા કયાં થઈ કયાં જાય છે ને રસ્તે કયાં મોટાં ગામો આવે તે લખો.

જ. ૬૧) (૧) **સુરતથી નંદરબાર**–બારડોલી, નવાપરા, નંદરબાર. (૨) **સુરતથી નાશક**–વલસાડ, ધરમપુર, પેંઠ, નાશક. (૩) **અમદાવાદથી નગરપારકર**–પાલણપુર, ડીસા, થરાદ, નગરપારકર. (૪) **વડોદરાથી રતલામ**–ચાંપાનેર, ગોધરા, દાહોદ, રતલામ.

સ. ૬૨) ઈલાકામાંથી પરદેશ જતી ચીજોનાં નામ લખો.

જ. ૬૨) સુતરાઉ કાપડ, રૂ, અનાજ, તેલીબીઆં, ચામડાં, હાડકાં, શણ, લાખ, ગુંદર, ગળી.

સ. ૬૩) પરદેશથી કયો કયો માલ આવે છે?

જ. ૬૩) લોઢાનો સામાન, સંચાઓ, ખાંડ, સુતરાઉ, રેશમી ને ઊનનુ કાપડ, કેરોસીન, કોલસા, કાચ, દવા, દારૂ, ફરનીચર, કાગળ, રમકડાં.

સ. ૬૪) ઇલાકામાંના મુખ્ય બેટો ગણાવો.

જ. ૬૪) મુંબઇ, ઘારાપુરી, સાષ્ટી, વસઇ, પીરમ, દીવ, શંખોદ્ધાર, પેરિમ, સોકોટ્રા.

સ. ૬૫) (૧) દ્વીપકલ્પની વ્યાખ્યા લખો. (૨) ઇલાકામાં કયો દ્વીપકલ્પ છે?

જ. ૬૫) (૧) જેની ત્રણ બાજુ પાણી ને એક બાજુ જમીન હોય તે. (૨) કાઠિઆવાડ.

સ. ૬૬) **અ.** ભૂશિર એટલે શું? **બ.** ઇલાકામાં આવેલી ભૂશિરો ગણાવો અને તે ક્યાં આવી છે તે લખો.

જ. ૬૬) (**અ**) જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગએલી હોય તે.

(**બ**) સિંધમાં-**માંઝ;** દ્વારકા પાસે-**જગતપોઇંટ;** કાઠિઆવાડની દક્ષિણે-**દીવ;** ગોવા પાસે-**કેપરામાસ.**

સ. ૬૭) ઇલાકામાંનાં સરોવર ગણાવો.

જ. ૬૭) સિંધમાં-**મંચર** એમાં જુદા જુદા રંગનાં માછલાં થાય છે. આબુ પર **નખીતળાવ;** ધંધુકામાં-**નળ સરોવર** એ ખારૂં છે. વીરમગામમાં-**મુનસર.** ધોળકામાં-**મલાવ.** અમદાવાદમાં-**કાંકરીઉં.** મુંબઇમાં-**તાનસા, વિહાર** ને **તુળસી.**

સ. ૬૮) પ્રાંતવાર જાત્રાનાં ઠેકાણાં લખો.

જ. ૬૮) સિંધમાં–હિંગળાજ, કચ્છમાં–નારાયણસર, કોટેશ્વર, માતાનો મઢ, ગુજરાતમાં–દ્વારકા, શંખોદ્ધાર, પ્રભાસપાટણ (સોમનાથપાટણ,) અંબાજી, બહુચરાજી, શામળાજી, ખેડબ્રહ્મા, સિદ્ધપુર, ઉંઝા, વૌઠા, વડતાલ, ડાકોર, પાવાગઢ, ચાંદોદ, તવરા, ભાડભુત, શુકલતીર્થ, બહુચાન, કુંતા એ હિંદુના.
ઉદવાડા પારસીનું. પેટલાદ ને વીરપુર એ મુસલમાનનું.
ગીરનાર, આબુ, પાલિતાણા એ જૈનનાં.
મહારાષ્ટ્રમાં–મધ્ય વિભાગમાં–નાશક, ત્ર્યંબક, પંઢરપુર.
દક્ષિણ વિભાગમાં–ગોકર્ણ.

સ. ૬૯) ઉના પાણીના કુંડ કયા કયા છે ને તે ક્યાં છે?

જ. ૬૯) કપડવંજ પાસે–લસુંદ્રા. ગોધરા પાસે–ટુવા. વાંસદા પાસે–દેવકી ઉનાઈ. ગીર પર્વત મધ્યે–તુળસીસ્યામ. રત્નાગીરી જિલ્લામાં–ખેડ, દાપોલી, સંગમેશ્વર ને રાજાપુર.

સ. ૭૦) ઈલાકામાં કઈ કઈ સાત નદીઓનો સંગમ થાય છે અને તે ક્યાં આગળ થાય છે?

જ. ૭૦) સાબરમતી, હાથમતી, વાત્રક, ખારી, મેશ્વો, શેઢી ને માજમ. એ સાતે નદીનો સંગમ અમદાવાદ જિલ્લામાં વૌઠા આગળ થાય છે.

સ. ૭૧) સમુદ્ર કાંઠાના લોકોને કયારે અને કયા કયા લાભ મળે?

જ. ૭૧) સારાં બંદરો બનાવવાને દરીઓ ખાંચા ખાંચાવાળો હોય તો લાભ વધારે મળે. (૧) વેપાર માટે બીજા દેશમાં સહેલાઈથી જઈ શકાય. (૨) વેપાર ઘણો કરી શકાય. (૩) માલ મંગા-

વવા મોકલવામાં ફાયદો થાય. (૪) બંદર રસ્તે આવતી ચીજો સસ્તી પડે. (૫) સમધાત હવાનો લાભ મળે.

સ. ૭૨) **અ.** દીવાદાંડી એટલે શું ? **બ.** મુંબઈથી કરાંચી જતાં કયાં કયાં દીવાદાંડી આવે છે ?

જ. ૭૨) **અ.** વહાણને દરીઆમાંના ખડક સાથે અથડાતા બચાવવા માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો જેમાં રાતે દીવો મૂકવામાં આવે છે તે.

**બ.** કોલાબા, વસઈ, દમણ, હજીરો, નર્મદાનું બારૂં, પીરમ, ઘોઘા, ભાવનગર, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, દ્વારકા, માંડવી.

સ. ૭૩) લશ્કરની છાવણીઓ વિભાગવાર ગણાવો.

જ. ૭૩) સિંધ વિભાગમાં—**જેકોબાબાદ, કરાંચી.** કચ્છમાં-**ભૂજ.** ગુજરાતમાં-**રાજકોટ, વઢવાણ, અમદાવાદ, ડીસા, વડોદરા.** મધ્ય વિભાગમાં-**નસીરાબાદ, ખડકી, અહમદનગર, સતારા.** દક્ષિણ વિભાગમાં-**બેલગામ.** મુંબઈ બેટમાં-**મુંબઈ.**

સ. ૭૪) ઇલાકામાંના ઐતિહાસિક સ્થળો લખો.

જ. ૭૪) ડકુા, અમદાવાદ, વડનગર, વડોદરા, અહમદનગર, ખર્ડા, ખડકી, તાલીકોટ.

સ. ૭૫) ઇલાકામાંની ખાસ જોવા લાયક જગાઓ લખો.

જ. ૭૫) કનેરી, અંધેરી, ધારાપુરી, પાંડુ ને કાર્લીની ગુફાઓ; કબીરવડ; સુરપાણ, ગેરસપ્પા ને ઘટપ્રભાના ધોધ; ગીરનારનો ડુંગર; લસુંદ્રા; તુવા, તુળસીશ્યામ, દાપોલી, ખેડ, સંગમેશ્વર અને રાજાપુરના ઊનાં પાણીના કુંડો; રૂદ્રમાળનું મંદિર;

સરખેજનો રોજો; ડભોઇનો કિલ્લો; વિજાપુરનો ઘુમટ.

સ. ૭૬) પત્થરની કોતરણીની પ્રખ્યાત ઇમારતો ગણાવો.

જ. ૭૬) આબુ, આરાસુર ને શેત્રુંજાનાં દહેરાં; ડભોઇનો કિલ્લો; અમદાવાદની જુમામસીદ તથા શાહઆલમનો રોજો.

સ. ૭૭) ઇલાકામાં આવેલાં રૂનાં વેપારનાં મથક લખો.

જ. ૭૭) કરાંચી, ભાવનગર, ધોળેરા, રાધનપુર, ભરૂચ, સુરત. મુંબઈ. ધુળીઆ, નંદરબાર, જળગામ, ભુશાવળ, નાશક. અહમદનગર, શોલાપુર, બીજાપુર, બેલગામ, ધારવાડ, કારવાર, રત્નાગીરી. કોલ્હાપુર.

સ. ૭૮) કયા કયા શહેરોમાં કાપડ વણવાની મીલો છે?

જ. ૭૮) મુંબઈ, અમદાવાદ, કરાંચી, વડોદરા, સુરત, ભરૂચ, શોલાપુર, ભાવનગર, પુના.

સ. ૭૯) ઇલાકાનો રાજવહીવટ સમજાવો.

જ. ૭૯) કલેકટરોના ઉપરી કમિશનર છે. આ ઇલાકામાં પાંચ વિભાગ છે, અને તે દરેક વિભાગના ઉપરી કમિશનર છે. એ પાંચે કમિશનરોના ઉપરી અધિકારી ગવર્નર સાહેબ છે, અને તે આખા ઇલાકાની દેખરેખ રાખે છે. ગવર્નરની નીમણુક નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના હુકમથી થાય છે, અને તે પાંચ વરસ સુધી ચાલે છે. એમને રાજકારભારમાં મદદ કરવા બે મંડળ છે એક ઇલાકાનો કારભાર કરનારૂં ને બીજું કાયદા બાંધનારૂં. કારભાર ચલાવનાર મંડળમાં ગવર્નર સાહેબ સાથે ચાર સભાસદ હોય છે. એ મંડળ મુંબઈ સરકારને નામે ઓળખાય છે તેમના હાથ નીચે જુદાં જુદાં

ખાતાનું કામ કરનાર પાંચ મંત્રીઓ છે, તે દરેક પાસે એક કે વધારે ખાતાનું કામ હોય છે.

ન્યાયખાતાનો વહીવટ મુંબઈની હાઈકોર્ટ (મોટી અદાલત)ના હાથમાં છે. તે ગવર્નરથી સ્વતંત્ર છે: અને મુનસફો વગેરે ન્યાયખાતાના તમામ અધિકારીઓ પર તેની સત્તા છે.

પોલીસ ખાતાના વડા અધિકારી પોલીસ ઇન્સ્પેક્ટર જનરલ છે. તેમના તાબામાં દરેક જિલ્લામાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ છે.

કેળવણી ખાતાના વડા અધિકારી ડિરેક્ટર સાહેબ છે. તેમના હાથ નીચે દરેક વિભાગમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અને જિલ્લામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો છે.

એ સિવાય બાંધકામ, જંગલ, ખેતીવાડી, સુખાકારી, પોસ્ટ અને તારખાતું વગેરે ખાતાં છે.

સ. ૮૦) દેશી રાજ્યોપર દેખરેખ રાખવાની શી ગોઠવણ છે?

જ. ૮૦) દેશી રાજ્યોના બે વિભાગ છે. એક હિંદી સરકારના તાબા હેઠળનો અને બીજો મુંબઈ સરકારની દેખરેખ નીચેનો. મુંબઈ સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યોના બે ભાગ છે. (૧) મુંબઈ સરકારની ખુદ દેખરેખ નીચેનો. (૨) કમિશનરની દેખરેખ નીચેનો. કચ્છ, કાઠિઆવાડ અને કોલ્હાપુર મુંબઈ સરકારની દેખરેખ નીચે છે. કમિશનરની દેખરેખ નીચેનાં રાજ્યોમાં એજન્સિ મોટી હોય તો જુદો પોલિટિકલ એજંટ રહે છે, અને જો એજન્સિ નાની હોય તો પાસેના જિલ્લાનો કલેકટર તે એજન્સિનો પોલિટિકલ એજંટ કહેવાય છે. ગાયકવાડનું રાજ્ય વાઇસરોયની દેખરેખ નીચે છે, ને તેમના તરફથી વડોદરામાં

રેસિડંટ રહે છે. પાલણપુર અને મહીકાંઠા મોટી એજન્સિઓ છે તેથી ત્યાં જુદા પોલિટિકલ એજંટ નીમેલા છે. બાકીના એજન્સિ અને સંસ્થાનોમાં પાસેના જિલ્લાના કલેકટરો પોલિટિકલ એજંટો છે,

સ. ૮૧) પોલિટિકલ એજંટના કામ ગણાવો.

જ. ૮૧) (૧) રાજાઓ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખવી. (૨) રાજાઓને રાજકાજમાં સલાહ આપવી. (૩) રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ કે બીજા જે રાજાઓને ભરવાની હોય તેને ભરવી. (૪) કોઈ રાજા, ઠાકોર, નવાબ, વગેરે બાળકુંવર મૂકીને મરી ગયો હોય તો તે સંસ્થાનનું કામ સંભાળી લેવું ને બાળકુંવરને કેળવણી આપવી.

સ. ૮૨) अ મુંબઈ ઇલાકામાં કેટલી તરેહનાં રાજ્યો છે?
ब ને તે કયા કયા?

જ. ૮૨) अ ત્રણ તરેહનાં. ब (૧) અંગ્રેજ સરકારના ખાલસા મુલક (જિલ્લાઓ). (૨) દેશી. ખંડીઆ રાજ્યો. (૩) ફીરંગીના પરદેશી સ્વતંત્ર સંસ્થાનો.

સ. ૮૩) ખુદ ગવર્નર સાહેબની દેખરેખ નીચે કયા કયા રાજ્યો છે?

જ. ૮૩) કચ્છ, કાઠિઆવાડ એજન્સિ અને કોલ્હાપુર.

સ. ૮૪) अ ઇલાકામાં મોટામાં મોટું દેશી રાજ્ય કયું છે? ब અને અંગ્રેજ સરકાર તરફથી ત્યાં કયો અધિકારી રહે છે?

જ. ૮૪) अ ગાયકવાડ સરકારનું.
ब વાઇસરોય તરફથી રેસિડંટ વડોદરામાં રહે છે.

સ. ૮૫) પાલણપુર તથા મહીકાંઠા એજન્સિઓ કમિશનરના તાબામાં સંપૂર્ણ છે કે નહિ ?

જ. ૮૫) એ એજન્સિઓના પોલિટિકલ એજંટો કેટલુંક કામકાજ ગવર્નર સાહેબ જોડે બારોબાર કરે છે, તેથી સંપૂર્ણ તાબામાં નથી.

સ. ૮૬) મરેઠી રાજ્ય લખો.

જ. ૮૬) વડોદરા, કોલ્હાપુર, સાવંતવાડી, અક્કલકોટ, જત, ડફળાપુર, મુધોળ.

સ. ૮૭) કાઠિયાવાડમાં રજપુત રાજ્ય ક્યાં ક્યાં છે ?

જ. ૮૭) કચ્છ, નવાનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, મોરબી, વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ, ગોંડળ, વઢવાણ, પોરબંદર, રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, ધરમપુર, વાંસદા.

સ. ૮૮) મુસલમાની રાજ્ય ક્યાં ક્યાં છે ?

જ. ૮૮) ખૈરપુર, જુનાગઢ, બાટવા, બજાણા, પાલણપુર, રાધનપુર, વરાહી, તેરવાડા, વાડાશિનોર, ખંભાત, સચીન, સાવનુર. જાફરાબાદ ને જંજીરા હબસી મુસલમાનનાં છે.

સ. ૮૯) હિંદુસ્તાનમાં પોર્તુગીઝના પરદેશી સ્વતંત્ર સંસ્થાન ક્યાં છે ?

જ. ૮૯) ગોવા, દમણ ને દીવ.

સ. ૯૦) ભીલ અને કોળી રાજ્ય લખો.

જ. ૯૦) ભીલના ડાંગ ને **સુલગાણાનો મુલક.** કોળીના પાલણપુર **એજન્સિમાં ભાભર ને કાંકેજ; જવાર.**

**સ. ૭૧) ઉત્તર વિભાગના જિલ્લા તથા મુખ્ય શહેરો, એજન્સિઓ અને સંસ્થાનો મુખ્ય રાજ્યો સાથે લખો.**

જ. ૭૧)

| **જિલ્લા.** (ખાલસા મુલક) | **મુખ્ય શહેરો.** |
|---|---|
| ૧. **થાણા જિલ્લો.** | **થાણા.** વાંદરા. વસઈ. બોરીવલી, કલ્યાણ. |
| ૨. **સુરત જિલ્લો.** | **સુરત.** વલસાડ, ડુમસ, ઉદવાડા, હજીરા, બાહુધાન, રાંદેર. |
| ૩. **ભરૂચ જિલ્લો.** | **ભરૂચ.** અંકલેશ્વર, ભાડભુત, શુકલતીર્થ. |
| ૪. **ખેડા જિલ્લો.** | **ખેડા,** કપડવંજ, ડાકોર, નડિઆદ, વડતાલ, મેમદાવાદ, આણંદ |
| ૫. **પંચમહાલ જિલ્લો** | **ગોધરા,** હાલોલ, દાહોદ, ચાંપાનેર. |
| ૬. **અમદાવાદ જિલ્લો** | **અમદાવાદ,** વીરમગામ, બારાઘોડા, ધોળકા, ઘોઘા, |

---

| **દેશી રાજ્યો.** | **મુખ્ય રાજ્યો.** |
|---|---|
| ૭. **કાઠિઆવાડ એજન્સિ** | **નવાનગર, મોરબી, ગોંડળ,** વાંકાનેર, ધ્રોળ, રાજકોટ એ (હાલાર પ્રાંતમાં) **ધ્રાંગધ્રા,** વઢવાણ, લીમડી; એ (ઝાલાવાડ પ્રાંતમાં) **ભાવનગર,** પાલિતાણા; એ (ગોહીલવાડ પ્રાંતમાં) **જુનાગઢ, પોરબંદર, જાફરાબાદ;** એ ( સોરઠ પ્રાંતમાં ) દીવ એમાં પોર્ટુગીઝનું સ્વતંત્ર રાજ્ય છે. |

| | |
|---|---|
| ૮. **પાલણપુર એજન્સિ** | **પાલણપુર**, રાધનપુર, વાવ, થરાદ. |
| ૯. **મહીકાંઠા એજન્સિ** | ઇડર, દાંતા, પેથાપુર, વડાળી, ભાલુસણા. |
| ૧૦. **રેવાકાંઠા એજન્સિ** | **રાજપીપળા**, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાશિનોર. |
| ૧૧. **સુરત એજન્સિ** | સચીન, ધરમપુર, વાંસદા, ડાંગ. |
| ૧૨. **ખંભાત સંસ્થાન** | ખંભાત. |
| ૧૩. **જવાર સંસ્થાન** | જવાર. |
| ૧૪. **ગાયકવાડનો મુલક** | **વડોદરા.** |

ટીપઃ—ઉપરના ૧૪ ભાગમાંથી કાઠિઆવાડ એજન્સિ અને ગાયકવાડનો મુલક બાદ કરતાં બાકીનો ઉત્તર વિભાગ કહેવાય છે. અને એ ૧૪ ભાગમાંથી થાણા જિલ્લો અને જવાર સંસ્થાન બાદ કરતાં બાકીનો ગુજરાત કહેવાય છે.

સ. ઉત્તર વિભાગના ભાગ ગણાવો. ગુજરાતના ભાગ ગણાવો.
જ. ૯૧ માની ટીપ જુઓ.

સ. ૯૨) ઉત્તર વિભાગની વસ્તી, વિસ્તાર, પર્વત, નદી, અખાત, દ્વીપકલ્પ, ભૂશિર, બંદર, હવા ખાવાનાં ઠેકાણાં, જાત્રાનાં ઠેકાણાં, જોવા લાયક જગાઓ, ખેતીની પેદાશ, આયાત, નિકાશ અને મોટાં જંકશન લખો.

જ. ૯૨) **વસ્તી**—૩૬ લાખ માણસની છે. **વિસ્તાર**—૧૩ હજાર ચોરસ માઇલ છે.

**પર્વત**—સાતપુડા, પાવાગઢ, ગીરનાર, શેત્રુંજો, આબુ, આરાસુર.

**નદીઓ**—બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા તાપી, બાદર.

**અખાત**–કચ્છનો ને ખંભાતનો. **બેટ**–દીવ, પીરમ.

**દ્વીપકલ્પ**–કાઠિઆવાડ. **ભૂશિર**–જગત પોઇંટ.

**બંદરો**–દ્વારકા, પોરબંદર, દીવ, ભાવનગર, ઘોઘા, ખંભાત, ભરૂચ, સુરત, દમણ.

**હવા ખાવાનાં ઠેકાણાં**–ડુમસ, હજીરો, તીથલ, બાલાચડી, ગોપનાથ.

**જાત્રાનાં ઠેકાણાં**–શંખોદ્ધાર, દ્વારકા, સોમનાથ પાટણ, ગીરનાર, શેત્રુંજો, સિદ્ધપુર, પાવાગઢ, ડાકોર, વડતાલ, ચાંદોદ, શુક્લતીર્થ, બહુચરાજી, કુંતા, ઉદવાડા.

**જોવા લાયક જગાઓ**–કબીરવડ, ગીરનાર, સોમનાથપાટણ, લસુંદ્રા, તુવા ને ઉનાઇનાં કુંડ, રૂદ્રમાળ, ડભોઇનો કિલ્લો, જુમામસીદ ને સરખેજનો રોજો.

**ખેતીની પેદાશ**–ઘઉં, બાજરી, કપાસ, ડાંગર, જુવાર, તેલીબીઆં, કઠોળ.

**જંગલની પેદાશ**–ઇમારતી લાકડું (સાગ, સીસમ, ખેર) વાંસ, બાવળ, લાખ, મધ.

**ખનીજ પેદાશ**–આરસ, પથરા, અકીક, લોઢું, સીસું, મેંગેનીઝ, મીઠું, સુરોખાર.

**આયાત**–સોનું, રૂપું, લોઢાનો સામાન, સંચાઓ, કાપડ, ખાંડ, કાચ, કેરોસીન, રંગ, દવા, દારૂ, કોયલા, ફરનીચર, રમકડાં, કાગળ.

**નિકાસ**–સુતર, સુતરાઉ ને રેશમી કાપડ, કીનખાબ, તેલીબીઆં, અનાજ, મીઠું.

**મોટાં જંકશનો**—સુરત, વડોદરા, આણંદ, અમદાવાદ, વીરમગામ, વઢવાણ, રાજકોટ, ધોળા, જેતલસર, મહેસાણા.

**ટીપ:**—ગાયકવાડનું રાજ્ય વાઇસરોયની દેખરેખ નીચે છે ને તેમના તરફથી વડોદરામાં રેસિડંટ રહે છે. એ મુંબઇ ઇલાકામાં મોટામાં મોટું દેશી રાજ્ય છે. કાઠિઆવાડ એજન્સિ ગવર્નર સાહેબના તાબામાં છે ને તેમના તરફથી રાજકોટમાં એજંટ ટુ ધ ગવર્નર રહે છે. એમના હાથ નીચે ચાર પોલિટિકલ એજંટો છે. ઉત્તર વિભાગના ઉપરી અધિકારી કમિશનર સાહેબ છે ને તેઓ અમદાવાદમાં રહે છે.

સ. ૯૩) ઉત્તર વિભાગના જિલ્લાઓના તાલુકા લખો.

જ. ૯૩) **૧. સુરત જિલ્લો**—૧. ચોર્યાસી. ૨. ઓરપાડ. ૩. માંડવી. ૪. બારડોલી. ૫. જલાલપોર. ૬. ચીખલી. ૭. વલસાડ. ૮. પારડી. વાલોડ પેટામહાલ છે.

**૨. ભરૂચ જિલ્લો**—૧. ભરૂચ. ૨. અંકલેશ્વર. ૩. વાગરા. ૪. આમોદ. ૫. જંબુસર. હાંસોટ પેટામહાલ છે

**૩. ખેડા જિલ્લો**—૧. કપડવંજ. ૨. ઠાસરા. ૩. આણંદ. ૪. નડિઆદ. ૫. મેમદાવાદ. ૬. માતર. ૭. બોરસદ

**૪. પંચમહાલ જિલ્લો**—૧. ગોધરા. ૨. દાહોદ. ૩. કલોલ. હાલોલ ને ઝાલોદ પેટા મહાલ છે.

**૫. અમદાવાદ જિલ્લો**—૧. ઉત્તર દસક્રોઇ. ૨. દક્ષિણ દસક્રોઇ. ૩. વીરમગામ. ૪. પ્રાંતીજ. ૫. ધોળકા. ૬. ધંધુકા. મોડાસા, સાણંદ ને ઘોઘા પેટામહાલ છે.

**૬. થાણા જિલ્લો**—૧. ડહાણું. ૨. માહીમ. ૩. વસઇ. ૪.

સાષ્ટી. ૫. ભીંવડી. એ દરીઆ કિનારે છે. ૬. વાડે. ૭. શાહપુર. ૮. મુરબાડ. ૯. કલ્યાણ એ અંદરના ભાગમાં છે.

સ. ૯૪) ગુજરાતના મુખ્ય શહેરો વસ્તીના પ્રમાણમાં પ્રખ્યાતી સાથે લખો.

જ. ૯૪) **અમદાવાદ**—ઈ. સ. ૧૪૧૨ માં અહમદશાહે સાબરમતી નદીને કાંઠે વસાવ્યું. મુસલમાનની રાજધાની હતી, હાલ ઉત્તર વિભાગની રાજધાનીનું શહેર તથા મોટું રેલવે જંકશન છે. અહીં લશ્કરની છાવણી છે. ધોતી જોડા, રેશમી કાપડ, કીનખાબ તથા મરકી વખણાય છે.

**સુરત**—તાપી નદીને ડાબે કાંઠે જિલ્લાનું મુખ્ય શહેર તથા બંદર છે. સુરજ નામની રામજણી પરથી સુરત નામ પડ્યું. અંગ્રેજોએ ઈ. સ. ૧૬૧૨ માં પહેલ વહેલી કોઠી અહીં કરી હતી. રેશમી કાપડ, કીનખાબ, લાકડા, સુખડ તથા હાથી-દાંતનું કોતરકામ, ખરશી, જમણ ને પાપડી વખણાય છે.

**વડોદરા**—વિશ્વામિત્રી નદીને કાંઠે ગાયકવાડની રાજધાનીનું શહેર છે. એનું જુનું નામ ચંદનાવતી હતું. રેલવેનું મોટું જંકશન છે. કોલેજ, ન્યાયમંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન તથા બાગ જોવા લાયક છે. રેસિડંટનું રહેઠાણ છે. અહીં લશ્કરની છાવણી છે. પરવળ, પાન ને ચેવડો વખણાય છે.

**ભાવનગર**—ભાવસિંહે ૧૭૮૨ માં વસાવ્યું હતું. મોટું બંદર, શહેર તથા રૂના વેપારનું મથક છે.

**નવાનગર**—એનું બીજું નામ જામનગર છે. કંકુ, રેશમી તથા કસબી ભરતકામને માટે પ્રખ્યાત છે. એની પાસેના દરીઆમાંથી મોતી નીકળે છે.

**ભરૂચ**–ભૃગુઋષિ પરથી એ નામ પડયું છે. નર્મદા કાંઠે બંદર તથા રૂના વેપારનું મથક છે. સુજની તથા ગુંદર-પાક વખણાય છે.

**જુનાગઢ**–એમાં જુનો કિલ્લો છે. એમાં મુસલમાની રાજ્ય છે.

**રાજકોટ**–આજી નદીને કાંઠે છે. કાઠિઆવાડના એજંટ ટુ ધ ગવર્નર અહીં રહે છે. એમાં રાજકુંમાર કોલેજ તથા લશ્કરની છાવણી છે.

**પાટણ**–સરસ્વતી નદીને કાંઠે ઈ. સ. ૭૪૬ માં વનરાજે વસાવ્યું હતું. ગુજરાતની રાજધાનીનું હતું. પટોળાં, માટીનાં વાસણ તથા સુડી વખણાય છે.

**ખંભાત**–મહી નદીના મુખ આગળ બંદર છે. એનું જુનું નામ સ્તંભાવતી છે. અકીક કામ તથા સુતરફેણી વખણાય છે.

**નડિઆદ**–ખેડા જિલ્લામાં મોટું શહેર તથા વેપારી મથક છે. અહીંથી ગુજરાત રેલવેની એક ગાડી કપડવંજ જાય છે.

**પોરબંદર**–કાઠિઆવાડમાં દરીઆ કાંઠે બંદર છે. એનું બીજું નામ સુદામાપુરી છે. પત્થર તથા ઘી માટે પ્રખ્યાત છે..

**વાંદરા**–એ થાણા જિલ્લાનું નાકું છે.

**ગોધરા**–પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર છે.

**નવસારી**–એમાં પારસીની વસ્તી વધારે છે. એમાં ગાયકવાડનું રાજ છે. અહીંનો ગોળ વખણાય છે.

**વીરમગામ**–રૂના વેપારનું મથક છે. મીનળદેવીએ બંધાવેલું મુનસર તળાવ એમાં છે.

**પાલણપુર**–પહાલસિંહે વસાવ્યું હતું. એમાં મુસલમાની

રાજ છે પાલણપુર એજન્સિના પોલિટિકલ એજંટનું રહેઠાણ અહીં છે.

**વીસનગર**—વીસનગરા નાગરનું મૂળ સ્થાન છે. હળદર વખણાય છે.

**વલસાડ**—ઔરંગા નદીને કાંઠે બંદર છે. ગોળ ને શેરડી વખણાય છે. અહીંથી ઇમારતી લાકડાં, અનાજ, ગોળ, ને ઈંટ બહારગામ જાય છે.

**થાણા**—જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટી બેટમાં છે.

**વઢવાણ**—ભોગવો નદીને કાંઠે છે. અહીં રાણકદેવી સતી થઈ હતી. લસ્કરની છાવણી તથા ગરાસીઆ સ્કૂલ છે.

**ગોંડળ**—એમાં ગરાસીઆ સ્કૂલ છે.

**સિદ્ધપુર**—સરસ્વતી નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે. એમાં માનું શ્રાદ્ધ થાય છે. સિદ્ધરાજે રૂદ્રમાળ પુરો કરાવ્યો તેની યાદગીરીમાં એ નામ પાડ્યું. એનું જુનું નામ શ્રી સ્થળ છે.

**મોરબી**—મચ્છુ નદીને કાંઠે છે.

**ધ્રાંગધ્રા**—ફલકુ નદીને કાંઠે શહેર છે. પત્થરનો સામાન વખણાય છે.

**ડભોઈ**—ડુભોઈ ઈજનેર પરથી એ નામ પડ્યું. કિલ્લો જોવા જેવા છે. એ રેલ્વે જંકશન છે.

**વડનગર**—ઐતિહાસિક શહેર છે. વડનગરા નાગરનું મૂળ સ્થાન છે.

**ધોળકા**—દાડમ ને સૂંઠ વખણાય છે. મીનળદેવીએ બંધાવેલું મલાવ તળાવ અહીં છે.

**કપડવંજ**—મહોર નદીને કાંઠે કાચને સાબુને માટે પ્રખ્યાત છે. નડિઆદથી અહીં સુધી રેલ્વે છે. **કડી**—બળદ વખણાય છે.

**કલ્યાણ**–ઘણું જુનું શહેર છે. અહીંથી જી. આઇ. પી. રેલવેનો ફાંટો એક નાશક જાય છે. ને બીજો ભુશાવળ જાય છે **રાન્નનપુર**–રૂના વેપારનું મથક છે. અહીંથી નાંદોદ એક ગાડી જાય છે. નાંદોદથી લાકડાં, વાંસ, તથા જંગલની પેદાશ અહીં આવે છે. **નાંદોદ**–રાજપીપળા સંસ્થાનનું મુખ્ય શહેર છે.
**લીમડી**–સુડી વખણાય છે.
**આણંદ**–મોટું રેલવે જંકશન છે. અહીંથી એક ગાડી ખંભાત તથા બીજી ગોધરા જાય છે.

**વસઇ**–પાન, શેરડી ને કેળાં વખણાય છે.
**દાહોદ**–ઔરંગઝેબની જન્મભૂમિ છે. માળવા ને ગુજરાતની હદ અહીં મળતી હતી તેથી દોહદ કહેવાતું હતું. **મહેસાણા**–રેલવે જંકશન છે. **વાડાશિનોર**–એમાં મુસલમાની રાજ્ય છે. **ડાકોર**–હિંદુઓનું મોટું જાત્રાનું ઠેકાણું છે. **ડીસા**–પાલણપુર એજંસિમાં છે. એમાં લશ્કરની છાવણી છે. **મહેમદાવાદ**–મહમદ બેગડાએ વસાવ્યું હતું. એમાં ભમરીઆ કુવા છે. **ઇડર**–મહીકાંઠા એજન્સિમાં મોટું દેશી રાજ્ય છે. **અમનગર**–એ અહમદશાહે હાથમતીને કાંઠે વસાવ્યું હતું. એને હાલ હીંમતનગર કહે છે એની પાસે પથરાની ખાણો છે. **બારીઆ**–રેવાકાંઠા એજન્સિમાં દેશી રાજ્ય છે. **ધરમપુર**–એનું જુનું નામ રામનગર હતું. **છોટાઉદેપુર**–રેવાકાંઠા એજન્સિમાં દેશીરાજ્ય છે. **લુણાવાડા**–લુણેશ્વર મહાદેવ પરથી એ નામ પડયું. **વાંસદા**–સુરત એજન્સિમાં છે. **દ્વારકા**–હિંદુઓનું મોટું જાત્રાનું સ્થળ તથા બંદર છે. એમાં ગાયકવાડનું રાજ્ય છે.

# "ડિકટેશન શિક્ષક" માટે અભિપ્રાય.

**રા. સા ગણપતરામ અનુપરામ ત્રવાડી.**
**રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના**
**માજિ પ્રિન્સિપાલ સાહેબ.**

તા. ૨૮-૬-૧૯૧૭ ના પત્રમાં લખે છે કેઃ—

"સલામ તમારા તરફથી અવલોકનાર્થે" **"ડિકટેશન શિક્ષક"** ભાગ ૧. ૨. નામનાં બે નાનાં પણ ઉપયોગી પુસ્તકો મળ્યાં. તે જોતાં જણાય છે કે તમારો આ શ્રમ **બાળકો, શિક્ષકો અને કેટલેક દરજ્જે લેખકોને પણ અત્યંત ઉપયોગી થઇ પડશે.** આ પુસ્તકોનો ઉપયોગ કરવાથી **બાળકોને ઘણી ઓછી મહેનતે જોડણીનું સારૂં અને ચોકસ જ્ઞાન થશે.** તમોએ વાચનમાળામાંથી ઘણાખરા મુશ્કેલીવાળા શબ્દો તારવ્યા છે, અને તેને વિવિધ રીતે ગોઠવી શિખનાર શિખવનાર ઉભયને સરળતા કરી આપી છે.

વળી સારા કાગળ, મોટા ટાઇપ અને શબ્દોના છુટાપણાને લીધે એ પુસ્તકો આંખને આકર્ષક થાય તેવાં છે.

એકંદરે મારા ધારવા પ્રમાણે તમારાં પુસ્તકો શ્રુતલેખનના શિક્ષણમાં મદદગાર થઇ પડશે, તેથી કેળવણીની દ્રષ્ટિએ જોતાં તેને **ટેકસ્ટ બુકસ તરીકે સ્વીકારી શકાય તેવાં છે. એજ."**

---

**છગનલાલ મોતીરામ શાહ કૃત.**

**શીખવા શીખવવાનાં સર્વોપયોગી**
**લોકપ્રિય સરલ સસ્તાં પુસ્તકો**

**ભલે ખરીદો નહિ પણ એકવાર જુઓ.**

ગેરંટી! ગેરંટી!! ગેરંટી!!!

શિક્ષકો, વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓને
ગેરંટી આપવામાં આવે છે કે

છગનલાલ મોતીરામ શાહ કૃત.

# ધોરણવાર પુસ્તકોનો ઉપયોગ કરવાથી આપોઆપ બુદ્ધિ ખીલવાની સાથે પરીક્ષામાં નાપાસ થવાની ધાસ્તી રહેશે નહિ.

નમુનાની નકલ કિંમત જેટલી પોષ્ટ ટિકિટ બીડી મંગાવી ખાતરી કરો.
પસંદ ન પડે પૈસા પાછા આપવામાં આવશે.

## ચોથા ધોરણ માટે.

"મુખગણિત શિક્ષક" ભાગ ૫. ત્રણ આના.
"ડિકટેશન શિક્ષક" ભાગ ૪. ત્રણ આના.
મુંબઇ ઇલાકાની પ્રશ્નોત્તરમાળા ચાર આના.
બાળ ગરબાવળીની નોટ બે આના.
હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા અઢી આના.
કન્યા વાચનમાળા પુસ્તક ૧ લા નો
"ડિકટેશન શિક્ષક" ત્રણ આના.

ધોરણવાર "મુખગણિત શિક્ષક" તથા "ડિકટેશન શિક્ષક"
તૈયાર છે. કમિશનમાં પુષ્કળ લાભ.

કર્તા–છગનલાલ મોતીરામ શાહ. શાહપોર–સુરત.

મ

સ. ૯૫) ઉત્તર વિભાગના જિલ્લા, વિસ્તાર, વસ્તી, પર્વત, નદી,

| જિલ્લાનું નામ. | વિસ્તાર. | વસ્તી. | પર્વત. | નદી. |
|---|---|---|---|---|
| ૧-સુરત જિલ્લો | ૨૦૦૦ચો. મા | ૬૫૪૦૦૦ | પારનેરા | તાપી |
| ૨-ભરૂચ જિલ્લો | ૧૮૦૦ | ૩૦૬૦૦૦ | ૦ | નર્મદા |
| ૩-ખેડા જિલ્લો | ૧૬૦૦ | ૬૯૨૦૦૦ | ૦ | મહી, સાબર- |
| ૪-પંચમહાલ ,, | ૧૬૦૦ | ૩૨૩૦૦૦ | પાવાગઢ | મહી [મતી |
| ૫-અમદાવાદ ,, | ૩૮૦૦ | ૮૨૫૦૦૦ | ૦ | સાબરમતી |
| ૬-થાણા જિલ્લો | ૩૮૦૦ | ૮૮૨૦૦૦ | સહ્યાદ્રિ | ૦ |

સ. ૯૬) ઉત્તર વિભાગના દેશીરાજ્યો, મુખ્ય શહેરો, વિસ્તાર, વસ્તી,

| દેશી રાજ્યો. | મુખ્ય શહેરો. | વિસ્તાર. | વસ્તી. |
|---|---|---|---|
| ૧-પાલણપુર એજન્સિ | પાલણપુર, ડીસા, રાધનપુર, મુંજપુર | ૭૬૦૦ચો.મા. | ૫૧૫૦૦૦ |
| ૨-મહીકાંઠા એજન્સિ | ઇડર, અમનગર (હીંમતનગર) | ૩૮૦૦ | ૪૧૨૦૦૦ |
| ૩-રેવાકાંઠા એજન્સિ | નાંદોદ, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાશિનોર, | ૫૭૦૦ | ૬૫૦૦૦૦ |
| ૪-સુરત એજન્સિ | સચીન, ડુમસ, વાંસદા, ધરમપુર | ૨૦૦૦ | ૨૦૮૦૦૦ |
| ૫-ખંભાત સંસ્થાન | ખંભાત | ૩૫૦ | ૭૨૬૦૦ |
| ૬-જવાર સંસ્થાન | જવાર | ૩૦૦ | ૫૨૮૦૦ |

જાત્રાનાં ઠેકાણાં, હવા ખાવાનાં ઠેકાણાં ને પેદાશ લખો. જ. ૯૫)

| જાત્રાનાં ઠેકાણાં. | હવા ખાવાનાં ઠેકાણાં | પેદાશ. |
|---|---|---|
| બહુધાન, ઉદ્દવાડા, કુંતા | હજીરા, ડુમસ, તીથલ | ડાંગર, ૨. |
| શુકલતીર્થ,તવરા,ભાડભુત | ૦ | ૨. |
| વડતાલ, ડાકોર | ૦ | તમાકુ, બાજરી |
| પાવાગઢ | પાવાગઢ | મકાઈ, મહુડાં |
| ભીમનાથ, ઘોઘા | ઘોઘા | અનાજ, ૨ |
| ૦ | ૦ | ડાંગર |

પર્વત, નદી, જાત્રાનાં ઠેકાણાં, ખેતીની પેદાશ અને ખનીજ પેદાશ લખો. જ. ૯૬)

| પર્વત. | નદી. | જાત્રાનાં ઠે. | પેદાશ. | ખનીજ પેદાશ. |
|---|---|---|---|---|
| ૦ | બનાસ, સરસ્વતી | ૦ | અનાજ, કપાસ, તેલીબીઆં | સુરોખાર |
| આરાસુર | સાબરમતી, હાથમતી | અંબાજી શામળાજી ખેડબ્રહ્મા | અનાજ, કપાસ, તેલીબીઆં | આરસ |
| રાજપીપળા | મહી, નર્મદા. | ૦ | ડાંગર, જુવાર, મકાઈ, ઈમારતી લાકડું. | અકીક, આરસ. |
| સહ્યાદ્રિ | કાવેરી, અંબિકા, ઔરંગા. | દેવકા ઉનાઈ | ડાંગર, કઠોળ, ઈમારતી લાકડું. | ૦ |
| ૦ | મહી | ૦ | જુવાર, બાજરી. | ૦ |
| ૦ | ૦ | ૦ | ડાંગર, કઠોળ. જંગલી પેદાશ | ૦ |

સ. ૯૭) કાઠિઆવાડ એજન્સિના પ્રાંતો, અધિકારીના મુકામ, અને મુખ્ય રાજ્યો લખો.

| જ. ૯૭) પ્રાંતનું નામ. | અધિકારી. | મુકામ. | મુખ્ય રાજ્યો. |
|---|---|---|---|
| (૧) ઝાલાવાડ પ્રાંત | પોલિટિકલ એજંટ | વઢવાણ | **ધ્રાંગધ્રા**, વઢવાણ, લીમડી. |
| (૨) ગોહિલવાડ પ્રાંત | ,, | સોનાગઢ | **ભાવનગર**, પાલિતાણા |
| (૩) સોરઠ પ્રાંત | ,, | જેતલસર | **જુનાગઢ, પોરબંદર, જાફરાબાદ.** |
| (૪) હાલાર પ્રાંત | ,, | રાજકોટ | **નવાનગર, મોરબી, ગોંડળ,** વાંકાનેર, ધ્રોળ, રાજકોટ. |

ટીપઃ—મોટા અક્ષરના પહેલા રાજ્ય છે.

કાઠિઆવાડ એજન્સિના ઉપરી અધિકારી એજંટ ટુ ધ ગવર્નર સાહેબ છે ને તે રાજકોટમાં રહે છે.

સ. ૯૮) કાઠિઆવાડ દ્વીપકલ્પમાં ચાર પ્રાંત સિવાય બીજા કોના કોના રાજ્યો છે?

જ. ૯૮) (૧) ગાયકવાડી અમરેલી પ્રાંત (૨) ફીરંગીનું દીવ.

(૩) અંગ્રેજી ધંધુકા તાલુકો તથા ઘોઘા પેટા મહાલ

સ. ૯૯) કાઠિઆવાડના પર્વત, નદી, બંદર, વસ્તી, પેદાશ, ખનીજ, હુન્નર, નિકાસ, હવા ખાવાનાં ઠેકાણાં અને જાત્રાનાં ઠેકાણાં લખો.

જ. ૯૯) **પર્વત**—ગીર, ગીરનાર, શેત્રુંજો, બર્ડો. **નદી**—ભાદર, શેત્રુંજી.
**બંદર**—દ્વારકા, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ, ભાવનગર.
**વસ્તી**—૨૫ લાખ માણસની છે.
**પેદાશ**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, કપાસ, તેલીબાઆં.
**ખનીજ**—પત્થર, આરસ, મીઠું, લોઢું.
**હુન્નર**—સોનેરી કસબ, અતલસ, કીનખાબ, ગુલાલ, કંકુ, મીઠું બનાવવાનો.
**નિકાસ**—પત્થર, ઘી, તેલબીઆં.
**હવા ખાવાનાં ઠેકાણાં**—બાલાચડી, ગોપનાથ.
**જાત્રાનાં ઠેકાણાં**—શંખોદ્ધાર, દ્વારકા, સોમનાથપાટણ, ગીરનાર, શેત્રુંજો, ગઢડા.

સ. ૧૦૦) ગાયકવાડી રાજ્યના પ્રાંત, નદીઓ, પેદાશ, મુખ્ય શહેરો તથા જાત્રાનાં ઠેકાણું લખો.

જ. ૧૦૦) **પ્રાંત**—ચાર છે. ૧) કડી. ૨) વડોદરા. ૩) નવસારી. ૪) અમરેલી.
**નદીઓ**—બનાસ, સરસ્વતી, વિશ્વામિત્રી, નર્મદા, ઢાઢર.
**મુખ્ય શહેરો**—વડોદરા, ડભોઈ, પાટણ, વડનગર, સિદ્ધપુર, નવસારી, સોનગઢ, ચાંદોદ, કરનાળી, મહેસાણા, બહુચરાજી, ઉંઝા, કડી, વિસનગર.
**જાત્રાનાં ઠેકાણાં**—શંખોદ્ધાર, દ્વારકા, બહુચરાજી, સિદ્ધપુર, ઉંઝા ચાંદોદ.

સ. ૧૦૧) ગુજરાતમાં વધારે વસ્તી છતાં મોટાં શહેરો થોડાં છે તેનું કારણ શું?

જ. ૧૦૧) મુખ્ય ધંધો ખેતીનો છે તેથી.

સ. ૧૦૨) ગુજરાતની ચારે દિશામાં આવેલાં ધામ ગણાવો.

જ. ૧૦૨) ઉત્તરમાં—અંબાજી, પૂર્વમાં–મહાકાળી, દક્ષિણમાં–કુતેશ્વર, પશ્ચિમમાં–દ્વારકા.

સ. ૧૦૩) ગુજરાતમાં કયા કયા વંશના રજપુતોનું કયાં કયાં રાજ્ય છે?

જ. ૧૦૩) **સોલંકી**—વાંસદા, લુણાવાડા. **ચાવડા**—માણસા, વરસોડા. **પરમાર**—સુંથ. **સીસોદીઆ**—ધરમપુર. **ચોહાણ**—છોટા-ઉદેપુર, દેવગઢબારીઆ. **વાઘેલા**—ગાંગડ, કોઠ, લીંબોદરા, સાણંદ. **જાડેજા**—નવાનગર, મોરબી, ગોંડળ. **ઝાલા**–ધ્રાંગધ્રા, વાંકાનેર, વઢવાણ. **ગોહેલ**—રાજપીપળા, ભાવનગર, પાલિતાણા.

સ. ૧૦૪) કચ્છ પ્રાંતના તાલુકા, નદી, બંદર, પર્વત, પેદાશ, નિકાસ. તથા મુખ્ય શહેરો લખો.

જ. ૧૦૪) **તાલુકા**—રાપર, ભચાઉ, અંજાર, ભૂજ, મુંદ્રા, માંડવી, અબડાસા, લખપત, **નદીઓ**—નાગમતી, રૂકમાવતી, ખારી. **બંદરો**—માંડવી, મુંદ્રા, લખપત, જખૌ, તુણા. **પર્વત**—ઉત્તરધાર, મધ્યધાર, દક્ષિણધાર. **પેદાશ**—બાજરી, જુવાર, મગ, ઘઉં, દીવેલી, ઊન, સુરોખાર, ફટકડી, કોયલા. **નિકાસ**—બાજરી, જુવાર, મીઠું, ઊન, ઘોડા, ઘી, તેલ. **જાત્રાનાં ઠેકાણાં**—નારાયણસર, કોટેશ્વર ને માતાનોમઢ. **શહેરો**—ભુજ, માંડવી, કંથકોટ, અંજાર, રાપર.

ટીપઃ—કચ્છના રાજાને રાવ કહે છે, રાજધાનીનું શહેર ભુજ છે. એમને સલાહ આપવા ભુજમાં પોલિટિકલ એજંટ રહે છે. અહીંના રાજા જાડેજા રજપુત છે. કચ્છ એટલે દરીઆ કિનારાની જમીન.

સ. ૧૦૫) સિંધ વિભાગના જિલ્લા તેના મુખ્ય શહેરો તથા દેશી રાજ્ય લખો.

જ. ૧૦૫) **સિંધ વિભાગ.**

| | |
|---|---|
| **૧. કરાંચી જિલ્લો.** | **કરાંચી,** ઠઠ્ઠા, શાહબંદર. |
| **૨. હૈદ્રાબાદ જિલ્લો.** | **હૈદ્રાબાદ,** મીઆની, કોટ્રી. |
| **૩. થર અને પારકર જિલ્લો.** | **ઉમરકોટ,** ઇસ્લામકોટ, નગરપારકર |
| **૪. સક્કર જિલ્લો.** | **શિકારપુર,** સક્કર, બક્કર, રોહરી. |
| **૫. લારખાના જિલ્લો.** | **લારખાના,** સેવાન. |
| **૬. નવાબશાહ જિલ્લો.** | **નવાબશાહ,** શહાદાદપુર. |
| **૭. સિંધનો ઉપલો સરહદનો મુલક** | **જેકોબાબાદ.** |

**દેશીરાજ્ય**—ખૈરપુર એ મુસલમાનની સંસ્થાન છે. મુખ્ય શહેર ખૈરપુર. સક્કરના કલેક્ટર આ સંસ્થાનના પોલિટિકલ એજંટ છે. સિંધ વિભાગના કમિશનર કરાંચીમાં રહે છે.

સ. ૧૦૬) સિંધ વિભાગના પર્વત, નદી, વસ્તી, ભાષા, પેદાશ, નિકાસ લખો.

જ. ૧૦૬) **પર્વત**—પબ ને હાલા. **નદી**—સિંધુ. **વસ્તી**—૩૫૦૦૦૦૦ માણસની છે. તેમાં પોણો ભાગ મુસલમાન અને પા ભાગ હિંદુની છે. **ભાષા**—સિંધી ને બલુચી. **પેદાશ**—સઘળી જાતનું અનાજ, કપાસ, તેલીબીઆં. **નિકાસ**—તમામ જાતનું અનાજ, ઊન, ચામડાં, હાડકાં.

સ. ૧૦૭) સિંધ વિભાગના મુખ્ય શહેરો પ્રખ્યાતી સાથે લખો.

જ. ૧૦૭) **કરાંચી**—ઇલાકાનું બીજા નંબરનું બંદર સિંધુ નદીને કાંઠે છે. એ સિંધ વિભાગની રાજધાનીનું શહેર છે. **અહીંથી** ચોખા, ઘઉં, રૂ, ઊન, ચામડાં ને હાડકાં બહારગામ જાય

છે. **ઠઠ્ઠા**—ઐતિહાસિક શહેર છે. **હૈદ્રાબાદ**—સિંધની અસલ રાજધાની હતું. રૂપાનું તથા લાખનું કામ વખણાય છે. એ સિંધુ નદીને કાંઠે છે. **ઉમરકોટ**—એમાં અકબરનો જન્મ થયો હતો. **સક્કર**—જિલ્લાનું મુખ્ય શહેર સિંધુ નદીના બેટમાં છે તેનાપર એક મોટો કિલ્લો છે. **શિકારપુર**—એને પહેલાં ખોરાસાનની ભાગોળ કહેતા હતા. વેપારનું મથક છે. શેતરંજી ને ગામઠી કાપડ વખણાય છે.

**હાલાખાના**—એમાં બાગ બગીચા ઘણા છે. ગરમ સુતરાઉ કાપડ ને પિત્તળનાં વાસણ વખણાય છે. **સેવાન**—જુનું શહેર છે. સીકંદરના વખતનો કિલ્લો હજુ જોવામાં આવે છે. **જેકોબાબાદ**—જેકબ સાહેબે વસાવ્યું હતું. આખા ઈલાકામાં સૌથી વધારે તાપ અહીં પડે છે. **ખૈરપુર**—મુસલમાનની રાજધાનીનું શહેર છે. હાથી દાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં તથા શેતરંજીને માટે પ્રખ્યાત છે.

સ. ૧૦૮) મુંબઈ બેટની રાજધાની, ભાગ, વિસ્તાર, વસ્તી, વસ્યાની સાલ, મુખ્ય ઉદ્યોગ, આયાત, નિકાસ, ગુફા અને જોવા લાયક સ્થળો ગણાવો.

જ. ૧૦૮) **રાજધાની**—મુંબઈ. **ભાગ**—(૧) કોટ. (૨) બહારકોટ. (૩) ભોંયખલાથી માહીમ. **વિસ્તાર**—૨૨ ચોરસ માઈલ. **વસ્તી**—૧૦ લાખ માણસની. **વસ્યાની સાલ**—ઈ. સ. ૧૬૬૧માં પોર્તુગીઝ પાસે અંગ્રેજોને પહેરામણીમાં મળ્યો. **મુખ્ય ઉદ્યોગ**—કારખાનાં ને વેપાર. **આયાત**—ગરમ તથા સુતરાઉ કાપડ, રેશમ, દવા, દારૂ, કાચકામ, ધાતુ,

કરીઆણું, ચા, ખાંડ, લોઢાનો સામાન, સંચાઓ, કેરોસીન, રમકડાં. **નિકાસ**–અનાજ, તેલીબીઆં, રૂ, ચામડાં, હાડકાં, શણ, ઊન. **ગુફા**–ઘારાપુરી, વિરાર, કનેરી. **જોવા લાયક સ્થળો**–મ્યુનિસિપાલીટીનું મકાન, ક્રાફર્ડ મારકીટ, ટંકશાળ, ટાઉનહોલ, બોરીબંદરનું સ્ટેશન, રાજાબાઇટાવર, પોસ્ટ ઓફિસ, હાઇકોર્ટ, દીવાદાંડી, વિક્ટોરિઆ બાગ, સંગ્રહસ્થાન, ગોદી.

સ. ૧૦૯) મુંબઇ વિભાગ કયા વિભાગ સાથે જોડાએલો નથી.

જ. ૧૦૯) મધ્ય વિભાગ.

સ. ૧૧૦) મુંબઈ વિભાગની આબાદીનો આધાર શેના છે?

જ. ૧૧૦) કારખાનાં ને વેપાર.

સ. ૧૧૧) હિંદુસ્તાનના કયા કયા મુખ્ય શહેરો સાથે મુંબઈ કેવી રીતે જોડાએલું છે?

જ. ૧૧૧) મદ્રાસ, દિલ્હી ને કલકત્તા સાથે રેલવેથી. લંકા ને બ્રહ્મદેશ સાથે આગબોટથી.

સ. ૧૧૨) જિલ્લાઓ અને મુંબઈ બેટ સિવાય ઇલાકાની બહાર ગવર્નરના તાબામાં શું શું છે?

જ. ૧૧૨) અરબસ્તાનમાં એડન, પેરિમ ને સોકોટ્રા.

સ. ૧૧૩) એડન વિષે શું જાણો છો?

જ. ૧૧૩) એડનનું ક્ષેત્રફળ ૮૦ ચોરસ માઇલ છે. મુંબઇથી આગબોટને રસ્તે ૧૬૬૪ માઇલ દૂર છે. ત્યાં છ દિવસમાં જવાય છે. વસ્તી ૩૬ હજાર માણસની છે. તાપ ઘણો

ને વરસાદ નહિ જેવોજ પડે છે. અરબસ્તાન ને આફ્રીકાના કિનારાના બંદરો સાથે એનો વેપાર છે. આગબોટનું મોટું જંકશન છે. એ મુંબઈ બેટના કમિશનરના તાબામાં છે.

ટીપઃ–સોકોટ્રામાં એળીઓ થાય છે.

**મુખ્ય નિકાસ**--કાપડ, અનાજ, ગુંદ, તમાકુ ને ચામડાં.

સ. ૧૧૪) મધ્ય વિભાગના જિલ્લા તેના મુખ્ય શહેરો તથા દેશી રાજ્યો લખો.

જ. ૧૧૪) **મધ્ય વિભાગ.**

| **જિલ્લા.** | **મુખ્ય શહેરો.** |
|---|---|
| ૧. **પશ્ચિમખાનદેશ જિલ્લો.** | **ધુળીઆ**, માલેગામ, નંદરબાર. |
| ૨. **પૂર્વ ખાનદેશ જિલ્લો.** | **જળગામ**, ભુસાવળ, અમલનેર, નસીરાબાદ. |
| ૩. **નાશક જિલ્લો.** | **નાશક**, ત્ર્યંબક, દેવલાલી, સિન્નર, ઇગતપુરી, મનમાડ. |
| ૪. **અહમદનગર જિલ્લો.** | **અહમદનગર**, ખર્ડા. કોપરગામ, સંગમનેર, આકોલા. |
| ૫. **પુના જિલ્લો.** | **પુના**, ખડકી, લોણાવલા (લાનોલી) જુન્નર, ધોંડ. |
| ૬. **સતારા જિલ્લો.** | **સતારા**, મહાબળેશ્વર, કોરેગામ, વાઈ. |
| ૭. **શોલાપુર જિલ્લો.** | **શોલાપુર**, બાર્સી, પંઢરપુર. |

## દેશી રાજ્યો.

૧. **મહેવાસી પરગણાં** ૨. **સુરગાણાનો મુલક.** ૩. **સતારા જાગીર** એમાં ભોર, ફલટણ ને ઔંધ જાગીર તથા અક્કલકોટ સંસ્થાન છે.

સ. ૧૧૫) મધ્ય વિભાગના પર્વત, નદી, વસ્તી, ભાષા, પેદાશ, હુન્નર, નિકાસ, જાત્રાનાં ઠેકાણાં, હવા ખાવાનાં ઠેકાણાં તથા રેલવે લખો.

જ. ૧૧૫) **પર્વત**—ચાંદવડ સાતમાળા અથવા અજિન્ટા, સહ્યાદ્રિ. અજિન્ટામાં બૌદ્ધ લોકની ગુફા છે. **નદીઓ**-ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના, વાર્ણા. **વસ્તી**–૬૩૮૭૦૦૦ **ભાષા**—મરાઠી. **પેદાશ**–દ્રાક્ષ તથા મેવો, બાજરી, ઘઉં, તેલીબીઆં, રૂ. **હુન્નર**—જાડા કાગળ, તાંબા પિત્તળનાં વાસણ તથા દક્ષિણી સાડી બનાવવાનો. **નિકાસ**—રૂ, તેલીબીઆં, અનાજ, હાથના વણાટનું કાપડ, તાંબા પિત્તળનાં વાસણ, ચોપડાના કાગળ, સાડીઓ. **જાત્રાનાં ઠેકાણાં**—નાશક, ત્ર્યંબક, પંઢરપુર. **હવા ખાવાનાં ઠેકાણાં**—દેવલાલી, લોણાવાલા (લોનોલી), મહાબળેશ્વર, પંચગની. **રેલવે**—જી. આઈ. પી. રેલવે. એનો એક ફાંટો ખાનદેશ જિલ્લામાં અને બીજો પુના તથા શોલાપુર જિલ્લામાં જાય છે.

ટીપ:—સહ્યાદ્રિનું કળસુબાઇ શિખર મહાબળેશ્વર કરતાં ઉંચું છે, તે અહમદનગર જિલ્લામાં છે. પશ્ચિમ ખાનદેશ જિલ્લામાં તાપી નદીપર પ્રકાશે પ્રખ્યાત જાત્રાનું સ્થળ છે. અહમદનગર જિલ્લામાં ૨૧૦૦ ખ્રિસ્તી છે.

સ. ૧૧૬) મધ્ય વિભાગમાં કયો લીલો મેવો ક્યાં થાય છે?

જ. ૧૧૬) નાશકમાં લીલી દ્રાક્ષ, અંજીર ને નારંગી થાય છે.

સ. ૧૧૭) મધ્ય વિભાગના મુખ્ય શહેરો પ્રખ્યાતી સાથે લખો.

જ. ૧૧૭) **ધુળીઆ**—અળસી તથા રૂના વેપારનું મથક પાંજરા નદીપર છે. **નંદરબાર**—નંદગવળી મુસલમાને વસાવ્યું હતું. રૂ, અળસી, ઘઉં, ચણા ને રોસા તેલના વેપારનું મથક. **જળગામ**—રૂ, તેલ, અળસીના વેપારનું મથક. **ભુસાવળ**—રેલવે જંકશન છે. અહીંથી જી. આઈ. પી. નો એક ફાંટો જબલપોર થઇ અલાહબાદ ને બીજો ફાંટો નાગપોર થઇ કલકત્તા જાય છે.

**નાશક**—ગોદાવરીના કાંઠે જાત્રાનું શહેર. અહીં પંચવટી છે. છે. તાંબા પિત્તળનાં વાસણ વખણાય છે. **દેવલાલી**—હવા ખાવાનું સ્થળ છે. **ત્ર્યંબક**—ગોદાવરીને કાંઠે જાત્રાનું સ્થળ છે. અહીં દરબાર વરસે જાત્રા ભરાય છે. **સિન્નર**—એમાં શેરડી, પાન, કેળાં ને ડાંગર પાકે છે. **અહમદનગર**—સીના નદીને કાંઠે અહમદ નિઝામશાહે વસાવ્યું હતું. કિલ્લો જોવા લાયક છે. અહીંની દક્ષણી સાડીઓ વખણાય છે. **ખર્ડા**—અહીંઆ મરાઠાએ નિઝામને હરાવ્યો હતો. એ લડાઇને કુર્દલાની લડાઈ કહે છે. **પુના**—પેશ્વાની રાજધાની હતી. મધ્ય વિભાગની રાજધાનીનું શહેર છે. તેથી કમિશનર સાહેબ અહીં રહે છે. ચોમાસામાં ગવર્નર સાહેબ અહીં રહે છે. પાન વખણાય છે.

ખડકી—અહીં અંગ્રેજ અને પેશ્વા વચ્ચે લડાઈ થઇ હતી. લશ્કરની છાવણી છે. **લોણાવલા**—(લાનોલી) બોરઘાટપર હવા ખાવાનું સ્થળ છે. અહીંથી થોડે છેટે કાર્લીની ગુફા જોવા લાયક છે. **સતારા**—સત્તર કોટ, દરવાજા ને બુરજ હતા. તેથી એ નામ પડયું છે. શિવાજીના વંશની રાજધાની હતી. **મહાબળેશ્વર**—સહ્યાદ્રિપર હવાખાવાનું સ્થળ છે. વહાર સ્ટેશનથી ૪૦ માઇલ દૂર છે. પુનેથી પગ રસ્તે મોટારકારમાં જવાય છે. ઉનાળામાં ગવર્નર સાહેબ અહીં રહે છે. **શોલાપુર**—દેશી લુગડાં અને જુવાર વખણાય છે. કાંતવાની તથા વણવાની માલો છે. **બાર્સી**—કપાસ ને તેલીબીઆંના વેપારનું મથક છે. એ આ ઇલાકાની બહારની હદમાં છે. **પંઢરપુર**—ભીમા નદીપર જાત્રાનું ઠેકાણું છે. એમાં વિઠ્ઠલનાજીનું દહેરું છે. તપણીર, અગરબત્તી, કંકુ ને દાળીઆ વખણાય છે. **ફલટણ**—પત્થરની કોરેલી મૂર્તિઓ વખણાય છે. **યેવલા**—નાશક જિલ્લામાં છે. હાથના વણાટનું કાપડ વખણાય છે. **પીંપળનેર**—પશ્ચિમ ખાનદેશ જિલ્લામાં છે. અહીં વરસાદ બહુ પડે છે. **પંચગની**—મહાબળેશ્વર પાસે હવા ખાવાનું સ્થળ છે.

સ. ૧૧૮) મધ્ય વિભાગના કયા કયા તાલુકા ઇલાકાની બહાર છે?

જ. ૧૧૮) શોલાપુર જિલ્લાનો બાર્સી તાલુકો તથા અહમદનગર જિલ્લાનો જામખેડ તાલુકો.

સ. ૧૧૯) દક્ષિણ વિભાગના જિલ્લા તેના મુખ્ય શહેરો તથા દેશી રાજ્યો લખો.

જ. ૧૧૯) દક્ષિણ વિભાગ.

| જિલ્લા. | મુખ્ય શહેરો. |
| --- | --- |
| ૧. વિજાપુર જિલ્લો | વિજાપુર, તાલીકોટ, કલાદગી, બાગલકોટ. |
| ૨. બેલગામ જિલ્લો | બેલગામ, ગોકાક, અથણી. |
| ૩. ધારવાડ જિલ્લો | ધારવાડ, હુબળી, ગદગ. |
| ૪. કાનડા જિલ્લો | કારવાર, કુમટા, હોનાવર, ગોકર્ણ. |
| ૫. રત્નાગિરિ જિલ્લો | રત્નાગીરી, માલવણ, વેંગુર્લા, |
| ૬. કોલબા જિલ્લો | અલીબાગ, ઉરણ, મહાડ, માથેરાન, ચેઉલ. |

ટીપઃ-વિજાપુર જિલ્લાને પહેલા કલાદગી જિલ્લો કહેતા હતા.

| દેશીરાજ્યો. | મુખ્ય રાજ્યો. |
| --- | --- |
| ૧. કોલ્હાપુર સંસ્થાન | કોલ્હાપુર |
| ૨. દક્ષિણ મરાઠા જાગીર | (૧) સાંગલી, (૨) મીરજવડી શાખા. (૩) મીરજ નાની શાખા, (૪) કુરૂંદવાડ વડી શાખા, (૫) કુરૂંદવાડ નાની શાખા, (૬) જમખંડી, (૭) મુધોળ. (૮) રામદુર્ગ. |

| | |
|---|---|
| **૩. જત અને ડફ્ફકાપુર સંસ્થાન** | જત, ડફળાપુર. |
| **૪. સાવનુર સંસ્થાન.** | સાવનુર. |
| **૫. સાવંતવાડી સંસ્થાન** | સાવંતવાડી. |
| **૬. જંજીરા સંસ્થાન.** | જંજીરા. |

સ. ૧૨૦) દક્ષિણ વિભાગની રેલવે, પર્વત, નદી, બંદર, ધોધ, ઉના પાણીના ઝરા, જંગલો, વસ્તી, ભાષા, પેદાશ, હુન્નર, ખનીજ, નિકાસ, હવા ખાવાનાં સ્થળ ને જાત્રાનાં ઠેકાણાં લખો.

જ. ૧૨૦) **રેલવે**—વેસ્ટ ઇંડિઆ પોર્ટુગીઝ રેલ્વે. લોંઢાથી માર્ગ ગોવા સુધી જાય છે. **પર્વત**—સહ્યાદ્રિ. એ ઉત્તર દક્ષિણ આવેલો છે તેથી દક્ષિણ વિભાગના પૂર્વ પશ્ચિમ એમ બે ભાગ થાય છે. **નદીઓ**—ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા, શિરાવતી. **બંદરો**—અલીબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાર, અંકોલ, કુમટા ને હોનાવર **ધોધ**—ઘટપ્રભાનો ને ગેરસપ્પાનો. **ઉના પાણીના ઝરા**—દાપોલી, ખેડ, સંગમેશ્વર ને રાજાપુર એ રત્નાગિરિ જિલ્લામાં છે. **જંગલો**—કોલાબા, રત્નાગિરિ ને બેલગામ જિલ્લાનું. **વસ્તી**—૫૦૩૧૦૦૦ માણસની છે. **ભષા**—મરાઠી ને કાનડી. **પેદાશ**—ડાંગર, નાળિએર, સોપારી, કઠોળ, જુવાર, બાજરી, ઘઉં. કપાસ, તેલીબીઆં. એલચી. **હુન્નર**—કાથાનાં દોરડાં વણવાનો, સાદડી ગુંથવાનો, કાચની બંગડી બનાવવાનો, દેશી કાપડ વણવાનો તથા તેલ કાઢવાનો. **ખનીજ**—સોનું, રૂપું, લોઢું, તાંબું. **નિકાસ**—ચોખા, રૂ, સાગ, નાળિએર, કોપરેલ, મીઠું, સુખડ,

**હવા ખાવાનાં ઠેકાણાં**–માથેરાન. **જાત્રાનાં ઠેકાણાં**–ગોકર્ણ.

પ્ર. ૧૨૧) દક્ષિણ વિભાગના મુખ્ય શહેરો પ્રખ્યાતી સાથે લખો.

જ. ૧૨૧) **વિજાપુર**–મુસલમાનની રાજધાની શહેર હતું. રોજો જોવા લાયક છે. આ રોજાનો ઘુમટ પૃથ્વીપર મોટામાં મોટો છે. **તાલીકોટ**–ઐતિહાસિક શહેર છે. અહિંઆં દક્ષિણના મુસલમાન પાદશાહે વિજયનગરના હિંદુ રાજાને હરાવ્યો હતો. **બેલગામ**–એનું નામ વેણુગ્રામ છે કારણ કે અહીં વેણું–વાસ બહુ થાય છે. દક્ષિણ વિભાગની રાજધાનીનું શહેર છે. તેથી એમાં કમિશનર રહે છે. એમાં લસ્કરની છાવણી છે. **ગોકાક**–રમકડાં વખણાય છે. અહીંથી ઘટપ્રભાનો ધોધ જોવા જવાય છે. **અથણી**–અહીંથી ધાબળા ને સુરોખાર બહારગામ જાય છે. અને ડાંગર નાળિએર ને માછલાં આવે છે. **ધારવાડ**–એ શહેરનો કિલ્લો ધાર રાવે બંધાવ્યો હતો. રૂના વેપારનું મથક છે. **હુબળી**–સુતરાઉ ને રેશમી કાપડ, તાંબાનાં વાસણ, અનાજ અને મીઠાના વેપારનું મથક છે. **કારવાડ**–ઈલાકામાં ત્રીજા નંબરનું બંદર છે. **હોનાવર**–એ બંદર છે. અહીંથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે. **ગોકર્ણ**–જાત્રાનું ઠેકાણું છે. શિવે રામને જે બાણ આપ્યું હતું તે આ દહેરામાં છે. **રત્નાગિરિ**–બંદર છે. **માલવણ**–એ બંદર છે. આ બંદરમાંના એક બેટપર સિંહદુર્ગ નામનો એક મોટો કિલ્લો હતો, તેમાં દરીઆમાં લૂટ કરનારા (ચાંચીઆ) રહેતા હતા. **વેંગુર્લા**–બંદર છે. અહીં કાજુ બહુ થાય છે.

બેલગામનો બધો માલ આ બંદરેથી બહારગામ જાય છે. **અલીબાગ**—અલી મુસલમાને ઘણા કુવા બંધાવી આપેલા તે પરથી એ નામ પડયું. એ બંદર છે. **ઉરણ**—અહીં દારૂ ગળવાની ભઠ્ઠીઓ છે. **મહાડ**—બૌદ્ધ લોકોની જોવા લાયક ગુફા અહીંથી થોડે દૂર છે. **માથેરાન**—સહ્યાદ્રિમાં હવાખાવાનું સ્થળ છે. નેરળ સ્ટેશનથી રેલવે રસ્તે જવાય છે. **ચેઉલ**—એનું નામ ચંપાવતી અને રેવતી ક્ષેત્ર છે. અહીંના ચેવલી પાન ગુજરાતમાં આવે છે. અહીં રેશમી કાપડ બને છે. **કોલ્હાપુર**—શિવાજીના વંશની શાખાનું રાજ્ય છે. પોલિટિકલ એજંટ અહીં રહે છે. **મીરજ**—એમાં સારંગી ને તંબુરા સારાં બને છે. **શીરહટ્ટી**—સાંગલી સંસ્થાનનું ગામ ધારવાડ જિલ્લામાં તુંગભદ્રાને કાંઠે છે. **સાવનુર**—મુસલમાની સંસ્થાન ધારવાડ જિલ્લામાં છે. એના પોલિટિકલ એજંટ ધારવાડના કલેક્ટર છે. **સાવંતવાડી**—ફોડ સાવંતે આ શહેર વસાવ્યું હતું. એને વાડી પણ કહે છે. **જંજીરા**— જાફરાબાદના સીધીનું રાજ્ય છે. જઝીરા (ટાપુ) પરથી જંજીરા નામ પડયું છે. એમાં સીધીની વસ્તી છે. **ગોવા (પાંજિમ)**—પોર્ટુગીઝની રાજધાનીનું શહેર તથા બંદર છે. પોર્ટુગીઝનો ગવર્નર જનરલ અહીં રહે છે.

સ. ૧૨૨) કયા વિભાગમાં એલચી, સોપારી, મરી, કાજુ, ને કોકમ થાય છે? જ. ૧૨૨) દક્ષિણ વિભાગમાં.

સ. ૧૨૩) દક્ષિણ વિભાગમાં કયો પાક વધારે થાય છે? જ. ૧૨૩) ડાંગર.

સ. ૧૨૪) સ્લેટના પત્થર ક્યાંથી નીકળે છે ? જ. બેલગામ જિલ્લામાંથી.
સ. ૧૨૫) કીમતી ખનીજો ક્યા જિલ્લામાંથી નીકળે છે ? જ. ધારવાડ.
સ. ૧૨૬) સાંગલી સંસ્થાનનું મંગળવેઢા, અને શીરહટ્ટી ક્યાં છે.?
જ. ૧૨૬) મંગળવેઢા શોલાપુરની દક્ષિણે અને શીરહટ્ટી ધારવાડ જિલ્લામાં છે.

સ. ૧૨૭) શિવાજીના વંશજોનું રાજ્ય હાલમાં ક્યાં છે ?
જ. ૧૨૭) કોલ્હાપુરમાં.

# પરચુરણ પ્રશ્નોત્તર.

સ. ૧૨૮) ક્યા ક્યા જિલ્લાના કલેક્ટરો પોલિટિકલ એજંટ છે ને તેમના તાબામાં ક્યાં ક્યાં રાજ્યો છે ? જ. ૧૨૮.)

| જિલ્લાના કલેક્ટર | પોલિટિકલ એજંટ | જિલ્લાના કલેક્ટર | પોલિટિકલ એજંટ |
|---|---|---|---|
| સુરત | સુરત એજન્સિ | સતારા | ઔંધ ને ફલટણ. |
| ખેડા | ખંભાત સંસ્થાન | શોલાપુર | અક્કલકોટ સંસ્થાન |
| પંચમહાલ | રેવાકાંઠા એજન્સિ | વિજાપુર | જત ને ડફળાપુર |
| થાણા | જવાર સંસ્થાન | ધારવાડ | સાવનુર સંસ્થાન |
| સક્કર | ખૈરપુર સંસ્થાન | કોલાબા | જંજીરા |
| પશ્ચિમ ખાનદેશ | મહેવાસી પરગણાં | | |
| નાશક | સુરગણાનો મુલક | | |
| પુના | ભોર સંસ્થાન | | |

કોલ્હાપુરના પોલિટિકલ એજંટ—દક્ષિણ મરાઠા જાગીરના પોલિટિકલ એજંટ છે.

સ. ૧૨૯) ખાસ પોલિટિકલ એજંટો કયાં કયાં છે?

જ. ૧૨૯) પાલણપુર એજન્સિ, મહીકાંઠા એજન્સિ, ઝાલાવાડ પ્રાંત, ગોહિલવાડ પ્રાંત, સોરઠ પ્રાંત, હાલાર પ્રાંત, કચ્છ પ્રાંત, અને કોલ્હાપુર સંસ્થાનમાં.

સાવંતવાડીમાં પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ છે.

સ. ૧૩૦) સિંધ વિભાગના કયા જિલ્લામાં ડેપ્યુટી કમિશનર છે?

જ. ૧૩૦) સિંધનો ઉપલો સરહદનો મુલક, અને થરપારકર જિલ્લો.

સ. ૧૩૧) સાવંતવાડીને વાડી શા કારણથી કહેતા હશે?

જ. ૧૩૧) એમાં વાડીના જેવાં ફળો જેવાં કે નાળિએર, સોપારી, કેરી, કેળાં, લીંબુ, કાજુ, ફણસ, અને કોકમ થાય છે માટે.

સ. ૧૩૨) ખીણ, ઉચ્ચ પ્રદેશ, ઘાટ, એજન્સિ, જંકશન, બારૂં, ગોદી, ટનલની વ્યાખ્યા આપો.

જ. ૧૩૨) **ખીણ**—બે પહાડ વચ્ચેની નિચાણ જગા. **ઉચ્ચ પ્રદેશ**—પહાડો પર આવેલો પ્રદેશ. **ઘાટ**—પર્વતમાંથી જવા આવવાનો રસ્તો. **એજન્સિ**—નાનાં રાજ્યનો જથો. **જંકશન**—જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે જગા. **બારૂં**—વહાણો સહીસલામત રહી શકે એવો પાણીનો ભાગ. **ગોદી**—આગબોટમાંથી માલ ચઢાવવા ઉતારવા માટે બારામાં જે બાંધકામ કરેલું તે. **ટનલ**—પહાડ કે જમીનની અંદર થઇને જવાય તેવો કોરીને બનાવેલો રસ્તો.

સ. ૧૩૩) ખાલસા મુલક એટલે શું?

જ. ૧૩૩) અંગ્રેજ સરકારની સંપૂર્ણ માલકીનો મુલક.

સ. ૧૩૪) દેશની આબાદીનો આધાર શાના ઉપર રહેલો છે?

જ. ૧૩૪) ખેતી, ખનીજ, હુન્નર ને વેપાર.

સ. ૧૩૫) અંગ્રેજ સરકારનું પોતાનું રાજ મુંબઈ ઇલાકામાં કયાં કયાં છે?

જ. ૧૩૫) બધા જિલ્લાઓમાં, અને મુંબઈ બેટમાં.

સ. ૧૩૬) જિલ્લાઓ અને મુંબઇ બેટ સિવાય ઇલાકાની બહાર ગર્વનર સાહેબની સત્તા કયાં કયાં છે?

જ. ૧૩૬) અરબસ્તાનમાં એડન, પેરિમ ને સોકોટ્રા.

સ. ૧૩૭) ઇલાકામાં મીઠું કયાં કયાં પકવવામાં આવે છે?

જ. ૧૩૭) કાઠિઆવાડમાં હડીચાણા, ભાવનગરનાં તાબાનાં ગામો, ખારાઘોડા, ધારાસણા, વસઈ, ભાઇંદર, માટુંગા તથા કોલાબા જિલ્લામાં.

સ. ૧૩૮) ચરોતર, કાનમ, બારાં, ભાલ, મેવાસ, લાટ અને નળકાંઠો કયાં આવ્યો?

જ. ૧૩૮) **ચરોતર**—ખેડા જિલ્લાનો મધ્યભાગ. **કાનમ**—ભરૂચ જિલ્લાનો પૂર્વભાગ. **બારાં**—ભરૂચ જિલ્લાનો પશ્ચિમ ભાગ. **ભાલ**—ધોળકા તથા ધંધુકા તાલુકાનો અને કાઠિઆવાડનો કેટલોક ભાગ. **મેવાસ**—મહી નદીની આસપાસનો મુલક. **લાટ**—મહી અને નર્મદા વચ્ચેનો મુલક. **નળકાંઠો**—નળ સરોવરની આસપાસનો ભાગ.

સ. ૧૩૯) મુંબઇ ઇલાકાની છેક ઉત્તરમાં તથા છેક દક્ષિણમાં કયા વિભાગ આવ્યા?

જ. ૧૩૯) ઉત્તરમાં સિંધ વિભાગ. દક્ષિણમાં દક્ષિણ વિભાગ.

સ. ૧૪૦) કયા વિભાગમાં મુસલમાનની વસ્તી વધારે છે?

જ. ૧૪૦) સિંધ વિભાગમાં.

સ. ૧૪૧) ઉત્તર વિભાગ ને સિંધ વિભાગનો મુકાબલો કરો.

| જ. ૧૪૧) ઉત્તર વિભાગ. | સિંધ વિભાગ. |
|---|---|
| ૧. ૧ ગણો. | સાડા ત્રણ ગણો. |
| ૨. પશ્ચિમમાં અરબી સમુદ્ર | પશ્ચિમમાં હાલા પર્વત |
| ૩. વરસાદ વધારે ને તાપ ઓછો | વરસાદ ઓછો ને તાપ વધારે |
| ૪, હવા ભેજવાળી | હવા ગરમ |
| ૫. ઈમારતી લાકડું થાય છે. | ઈમારતી લાકડું થતું નથી. |
| ૬. ગુજરાતી ભાષા | સિંધી ને બલુચી ભાષા |
| ૭. હિંદુની વસ્તી વધારે | મુસલમાનની વસ્તી વધારે |
| ૮. વસ્તી વધારે. | વસ્તી ઓછી |
| ૯. પૂર્વ ભાગમાં ડુંગરો. | પૂર્વ ભાગમાં રણ |
| ૧૦. ઢાળ પશ્ચિમનો | ઢાળ દક્ષિણનો |
| ૧૧. ધરોપર નળીઆં | ધરો પર ધાબાં |

સ. ૧૪૨) થાણા જિલ્લો ઉત્તર વિભાગના બીજા જિલ્લાઓથી કઇ કઇ બાબતમાં જુદો પડે છે.

જ. ૧૪૨) (૧) ગુજરાતમાં ગુજરાતી ભાષા બોલાય છે, ત્યારે થાણામાં મરાઠી ભાષા બોલાય છે. (૨) ગુજરાતના બ્રાહ્મણો ઔદિચ્ય કહેવાય છે, ત્યારે થાણાના બ્રાહ્મણો ચિત્તપાવન (કોકણસ્થ) કહેવાય છે. (૩) ગુજરાતના જિલ્લાઓ કરતાં થાણા જિલ્લામાં ડાંગરનો પાક વધુ થાય છે. અને વરસાદ વધુ પડે છે.

સ. ૧૪૩) ગુજરાતના કયા કયા જંકશનોથી કયાં કયાં જવાય છે?

જ. ૧૪૩) ૧. **બીલીમોરાથી** કાલાઅંબા. ૨. **સુરતથી** અમલનેર. ૩. **કોસંબાથી** ઝંખવાવ. ૪. **અંકલેશ્વરથી** નાંદોદ. ૫. **ભરૂચથી** જંબુસર. ૬. **મીઆગામથી** ડભોઇ.

૭. **ડભોઇથી** છોટાઉદેપુર. ૮. ડભોઇથી ચણોદ. ૯. **વિશ્વામિત્રીથી** જંબુસર. ૧૦ વિશ્વામિત્રીથી ડભોઇ. ૧૧. **વડોદરાથી** ગોધરા. ૧૨. **ગોધરાથી** લુણાવાડા. ૧૩. ગોધરાથી દાહોદ. ૧૪ **આણંદથી** પેટલાદ. ૧૫. **પેટલાદથી** ખંભાત. ૧૬. આણંદથી ગોધરા. ૧૭. આણંદથી નડિઆદ ૧૮. **નડીઆદથી** કપડવંજ. ૧૯. નડિઆદથી અમદાવાદ. ૨૦ **અમદાવાદથી** ધોળકા. ૨૧. અમદાવાદથી ખેડબ્રહ્મા. ૨૨. અમદાવાદથી મહેસાણા. ૨૩. **મહેસાણાથી** ખેરાળુ. ૨૪. મહેસાણાથી પાટણ. ૨૫. મહેસાણાથી પાલણપુર. ૨૬. **પાલણપુરથી** ડીસા. ૨૭. પાલણપુરથી આબુરોડ. ૨૮. અમદાવાદથી વીરમગામ. ૨૯. **વીરમગામથી** ખારાઘોડા. ૩૦. વીરમગામથી વઢવાણ ૩૧. **વઢવાણથી** ધ્રાંગધ્રા. ૩૨. વઢવાણથી ધોળા. ૩૩. **ધોળાથી** ભાવનગર. ૩૪. ધોળાથી જેતલસર. ૩૫. **જેતલસરથી** વેરાવળ. ૩૬. જેતલસરથી પોરબંદર. ૩૭. જેતલસરથી રાજકોટ. ૩૮. **રાજકોટથી** જામનગર. ૩૯. રાજકોટથી વાંકાનેર. ૪૦. **વાંકાનેરથી** મોરબી. ૪૧. વાંકાનેરથી વઢવાણ.

# પરીક્ષક પ્રશ્નો.

સ. ૧) ભૂશિર, અખાત, નદીનું મૂળ, ડેલ્ટા, ખીણ, ટનલ, ઘાટ, બંદર અને બેટ એટલે શું તે સમજાવો.

સ. ૨) તમે જે જિલ્લામાં રહેના હો, તે જિલ્લાની સીમા, તાલુકા, મુખ્ય નદી તથા તેના પરનાં મોટાં ગામ લખો.

સ. ૩) ગુજરાત પ્રાંતમાં આવેલાં દેશી રાજ્યો ગણાવો.

સ. ૪) ખેડા જિલ્લાના તાલુકા, ભરૂચ જિલ્લાની નદી અને સુરત જિલ્લાનાં હવા ખાવાનાં ઠેકાણાં લખો.

સ. ૫) તમારા જિલ્લાની ખેતીની તથા ખનીજ પેદાશ અને નિકાસ લખો.

સ. ૬) નાહેર એટલે શું? તે શા કામમાં આવે છે? તમારા ઇલાકામાં ક્યાં ક્યાં નાહેરો આવેલી છે?

સ. ૭) નીચેની જગાઓ શું છે? ક્યાં છે? અને શા માટે પ્રખ્યાત છે? તુળસીશ્યામ, ખંભાત, હુબલી, ત્ર્યંબક, ભુજ, ગેરસપ્પા, વિજાપુર, ઉમરકોટ, દ્વારકા, શેત્રુંજો, સિંધુ, બેલગામ, અહમદનગર, સહ્યાદ્રિ, બોરઘાટ, મહાબળેશ્વર, વસઈ.

સ. ૮) મુંબઈ ઇલાકાની મુખ્ય નદીઓ લખો. તેઓ ક્યાંથી નીકળી કોને મળે છે, અને તે પર જે મોટાં શહેરો હોય તે લખો.

સ. ૯) ગુજરાતનાં બંદરો દક્ષિણથી શરૂ કરી અનુક્રમે લખો.

સ. ૧૦) નર્મદા, તાપી, ભીમા, સરસ્વતી ને ગોદાવરી નદી પરનાં જાત્રાનાં ઠેકાણાં લખો.

સ. ૧૧) ઉત્તર વિભાગના જિલ્લા, એજન્સિ તથા સંસ્થાન તેના મુખ્ય શહેરો સહીત લખો.

સ. ૧૨) મુંબઈ ઇલાકાના ૩ના વેપારનાં ને લશ્કરની છાવણીનાં મથક ગણાવો.

સ. ૧૩) માંડવી, હૈદ્રાબાદ, રત્નાગિરિ, પીંપળનેર, મેથેરાન, ગોકર્ણ, દેવલાલી, વડોદરા, રાજકોટ, સોમનાથપાટણ, વડતાલ, ભાડભુત, આબુ, કપડવંજ, ખડકી, દેવલાલી, સાંગલી, પંઢરપુર, શિરાવતી, ચાંદવડ, મહી એ શું છે? ક્યાં છે? ને શાને માટે પ્રખ્યાત છે?

સ. ૧૪) મુંબઈ ઇલાકાના રાજકીય ભાગ, અધિકારી તથા રાજધાની લખો.

સ. ૧૫) કુદરતી ભાગો શા ઉપરથી પડે છે? મુંબઈ ઇલાકાના કુદરતી ભાગ ગણાવો.

સ. ૧૬) બંગાળાના અખાતને મળનારી તથા પૂર્વથી પશ્ચિમમાં વહેનારી નદીઓ લખો.

સ. ૧૭) ડાંગર, તમાકુ, મીઠું, મકાઈ, નાળિએર, મહુડા, ઘઉં તથા કપાસ મુંબઈ ઇલાકામાં ક્યાં ક્યાં થાય છે.

સ. ૧૮) મુંબઈ ઇલાકામાંથી દેશાવર જતી તથા પરદેશથી આવતી પાંચ પાંચ મુખ્ય વેપારની જણસો લખો.

સ. ૧૯) એક વહાણ કરાંચીથી કિનારે કિનારે કારવાર જાય છે, તો રસ્તામાં જે જે બંદરો, નદીનાં મુખો તથા બેટ આવે તે અનુક્રમે લખો.

સ. ૨૦) ઇલાકામાં વસ્તી વધારે છે તથા મોટાં શહેરો થોડાં હોવાનું કારણ શું?

સ. ૨૧) કાઠિઆવાડની તથા કોંકણની નદીઓ નાની કેમ છે તે સમજાવો.

સ. ૨૨) મુંબઈ ઇલાકામાં એવો કયો વિભાગ છે કે જ્યાં ખેતી બીલકુલ થતી નથી ?

સ. ૨૩) દેશની આબાદીનો આધાર કઈ કઈ બાબત પર છે ?

સ. ૨૪) ખાલસા મુલક એટલે શું ? સંસ્થાન એટલે શું ?

સ. ૨૫) નીચેની જગાઓ નકશામાં બતાવો ને શાને માટે પ્રખ્યાત છે તે કહો. અહમદનગર, ચેઉલ, વસઈ, ભુસાવળ, કપડવંજ, ગોવા, વલસાડ, શિરાવતી, સેવાન, ડીસા, ગોધરા, મહાબળેશ્વર, વાંદરા, ગદડા, હોનાવર, દીવ, ભાવનગર, ઇડર, સુરત, નંદરબાર, પાલિતાણા, રાજકોટ, જેકોબાબાદ. એડન, બેલગામ, પુના, શોલાપુર, જુનાગઢ, ચાંપાનેર, નાશક, બનાસ, સાષ્ટી, પેરિમ, કેપરામાસ, વેંગુર્લા, ઉરણ, લાનોલી, ગોકર્ણ, હુબળી, સોકોટ્રા, થળઘાટ, ઇગતપુરી, મનમાડ, ધોંડ, લોંઢા.

સ. ૨૬) સિંધ કરતાં ગુજરાતમાં નદીઓ વધારે છે તેનાં કારણ સમજાવો.

સ. ૨૭) કરાંચીથી આગગાડીમાં મુંબઈ જતાં કયાં કયાં મોટાં સ્ટેશનો આવશે ?

સ. ૨૮) ઇલાકાનો રાજવહીવટ સમજાવો.

સ. ૨૯) કયા કયા જિલ્લાના કલેકટરો પોલિટિકલ એજંટ છે ?

સ. ૩૦) ઇલાકામાં આવેલાં મુસલમાની રાજ્ય તથા જાત્રાનાં ઠેકાણાં લખો.

સ. ૩૧) મુંબઇ ઇલાકામાં ખાસ જોવા લાયક જગાઓ ગણાવો.

સ. ૩૨) મુંબઇ ઇલાકાના નકશાના ખોખામાં નીચેની જગાઓ પૂરો. નવસારી, ખંભાત, ધંધુકા, વઢવાણ, વીરમગામ, સુરત,

જાફ્રરાબાદ, ખર્ડા, જળગામ, અથણી, બેલગામ, પુના, કરાંચી, અમદાવાદ, માંઝ (રાસમુરારી), વડોદરા, ભુજ, માંડવી, રત્નાગિરિ, કારવાર, રાજકોટ, પાલણપુર, વસઈ, સિદ્ધપુર, હૈદ્રાબાદ, કોલ્હાપુર, વલસાડ, કલ્યાણ, ઈગતપુરી, મનમાડ, લોંઢા, ગોવા, પારનેરા, ખારાઘોડા, બહુધાન, દાહોદ, લસુંદ્રા, હૈદ્રાબાદ, નાશક, નવાનગર, મેથેરાન, ડાકોર.

સ. ૩૩) કાઠિઆવાડના પ્રાંતોનાં નામ, અધિકારી તથા તેના મુકામ અને દરેક પ્રાંતમાં આવેલાં મુખ્ય રાજ્ય લખો.

સ. ૩૪) મુંબઈથી કરાંચી કયે કયે માર્ગે જઈ શકાય?

સ. ૩૫) ગુજરાતમાં આવેલાં રેલ્વેનાં જંકશન લખો.

સ. ૩૬) ઈલાકામાં વધારેમાં વધારે તાપ તથા વરસાદ ક્યાં પડે છે?

સ. ૩૭) કોકણમાં વધારે વરસાદ પડવાનું અને સહ્યાદ્રિની પૂર્વમાં ઓછો પડવાનું કારણ સમજાવો.

સ. ૩૮) મુંબઈ ઈલાકામાં મોટામાં મોટો પર્વત, નદી, દેશીરાજ્ય, વિભાગ, બેટ, શહેર ને બંદર લખો.

સ. ૩૯) મધ્ય વિભાગ તથા દક્ષિણ વિભાગનાં દેશી રાજ્યો લખો.

સ. ૪૦) થાણા ને કોલાબા જિલ્લા કઈ કઈ વાતે મળતા છે?

સ. ૪૧) સિંધમાં ડેપ્યુટી કમિશનરો કેટલા છે ને તેમના તાબામાં કયા કયા જિલ્લા છે? તમારા ઈલાકામાં નોન રેગ્યુલેશન પ્રાંત કયો છે?

સ. ૪૨) નીચેનાં સ્થળો નકશામાં બતાવો તથા નામ પડવાનાં કારણ લખો. ભુજ, જુનાગઢ, ભરૂચ, બેલગામ, કાઠિઆવાડ, સિંધ, જેકોબાબાદ, મેમદાવાદ, અમદાવાદ, અમનગર, અલીબાગ,

સતારા, સુરત, ભાડભુત, બહુચરાજી, સિદ્ધપુર, જંજીરા, નાશક, દીવ.

સ. ૪૩) સિંધ વિભાગના જિલ્લા, ઉત્તર વિભાગની નદી, ઉત્તર વિભાગના દેશીરાજ્યો અને દક્ષિણ વિભાગનાં બંદરો લખો.

સ. ૪૪) અ. મુંબઈ ઇલાકાની ભૂતળ રચના અને હવાની લોકોપર શું અસર થયેલી છે ? બ. પાકપર શું અસર થયેલી છે ?

સ. ૪૫) સિંધુ, નર્મદા, તાપી, મહી અને ગોદાવરી નદીની લંબાઇ સ્કેલથી ભરીને કહો.

સ. ૪૬) સિંધુ નદી વિષે શું જાણવા જેવી વાત છે ?

સ. ૪૭) મુંબઇ ઇલાકામાં કાપડની મીલો કયા કયા શહેરોમાં છે ?

સ. ૪૮) કયા વિભાગમાંથી કીમતી ધાતુઓ નીકળે છે ?

સ. ૪૯) તમારા વિભાગમાં કયા કયા જિલ્લા આવ્યા ? અને તેઓ તમારા જિલ્લાથી કઈ કઇ દિશામાં છે ?

સ. ૫૦) કરાંચી, જેકોબાબાદ, પુના, બેલગામ, ધુળીઆ, વડોદરા, કોલ્હાપુર, અહમદનગર, રાજકોટ, અમદાવાદ, શોલાપુર, બાર્સી, ગોધરા, રત્નાગિરિ, મુંબઇ, ભુસાવળ, મહાબળેશ્વર, હુબલી એ સુરતથી કઇ દિશામાં છે ?

સ. ૫૧) સુરત કરતાં અમદાવાદમાં તાપ વધારે પડવાનું કારણ શું ?

સ. ૫૨) દક્ષિણ વિભાગમાં તથા સિંધ વિભાગમાં મુસલમાની રાજ્ય કયું છે ?

સ. ૫૩) ડીસા ને રાધનપુર એ બેમાં કયું શહેર ઉંચી જગાપર છે ? અને તે તમે શા આધારે કહો છો ?

સ. ૫૪) મુંબઈ ઇલાકામાં મુખ્ય અધિકારીઓ કયા કયા છે ? તમારા પ્રાંતના મુખ્ય અમલદારો તથા તેમનાં કામ લખો.

સ. ૫૫) મુંબઈ ઈલાકાના કયા શહેરમાં વસ્તી સૌથી વધારે છે? અને એ ઉપરથી તમે શું અનુમાન કરો છો.

સ. ૫૬) કાંઠાના લોકોનો મુખ્ય ધંધો કયો છે?

સ. ૫૭) કયો વિભાગ દરીઆ પાસે નથી?

સ. ૫૮) નીચેની જગાઓ શા માટે પ્રખ્યાત છે તે કહો. પુના, વડોદરા, રાધનપુર, વડતાલ, હુબલી, કુળીઆ, કરાંચી, દ્વારકા, બેલગામ, પંઢરપુર, આણંદ, કલ્યાણ, ધારવાડ.

સ. ૫૯) નદી અને અખાત નકશામાં કયાંથી બતાવવાનું શરૂ કરશો?

સ. ૬૦) મહાબળેશ્વર જવું હોય તો કયે સ્ટેશન ઉતરવું? માથેરાન જવું હોય તો કયા સ્ટેશને ઉતરવું?

સ. ૬૧) મુંબઈ સરકાર કોને કહે છે? તમારા જિલ્લાના કલેક્ટરનું પ્રાંતના કમિશનરનું તથા ગવર્નર સાહેબનું નામ શું છે?

સ. ૬૨) ઉત્તર વિભાગ ને ગુજરાત પ્રાંતનો તફાવત લખો.

સ. ૬૩) સિંધના કયા ભાગની હવા રોગિષ્ટ છે?

સ. ૬૪) ઉત્તર વિભાગના કયા ભાગની હવા રોગિષ્ટ છે?

સ. ૬૫) ઉત્તર વિભાગના જિલ્લાઓથી થાણા જિલ્લો કઈ કઈ બાબતમાં જુદો પડે છે?

સ. ૬૬) સિંધમાં વરસાદ ઓછો પડે છે છતાં પાક સારો થવાનાં કારણ લખો.

સ. ૬૭) કંથકોટ, પાટણ, અમદાવાદ, ચાંપાનેર, ધોળકા, પાવાગઢ, જુનાગઢ, વીરમગામ, ધંધુકા, ખર્ડા, સોમનાથ પાટણ, દ્વારકા, સિદ્ધપુર, મલાવ, એ ઇતિહાસમાં શાને માટે પ્રખ્યાત છે?

સ. ૬૮) अ. દરીઆ કિનારે આવેલા જિલ્લા ગણાવો. ब. દરીઆ કિનારે શાનો પાક વધારે થાય ?

સ. ૬૯) મુંબઈ ઇલાકામાં આવેલાં સ્વતંત્ર રાજ્ય લખો.

સ. ૭૦) સાપની વસ્તી ક્યા ક્યા જિલ્લામાં વધારે છે ?

સ. ૭૧) ઉત્તર વિભાગનો અને સિંધ વિભાગનો મુકાબલો કરો.

સ. ૭૨) ક્યા ક્યા જિલ્લાના કલેક્ટરો પોલિટિકલ એજંટ નથી ?

સ. ૭૩) મુંબઈ ઇલાકામાં આવેલાં દેશી રાજ્યો વિભાગવાર લખો.

સ. ૭૪) કઈ કઈ એજન્સિઓમાં ખાસ પોલિટિકલ એજંટો છે ?

સ. ૭૫) મુંબઈ ઇલાકાની છેક ઉત્તરમાં કયું શહેર છે ને તેને વિષે જાણવા લાયક શું છે ?

સ. ૭૬) ઇલાકામાંની ચમત્કારી જગાઓ લખો.

સ. ૭૭) નર્મદા કિનારે ગાયકવાડી રાજ્યમાં કયું જાત્રાનું ઠેકાણું છે ?

સ. ૭૮) ગાયકવાડી રાજ્યના જાત્રાનાં ઠેકાણાં લખો.

સ. ૭૯) મેંગેનીઝ, સોનું, આરસ, અકીક, પથરા, મીઠું મુંબઈ ઇલાકામાં ક્યાં ક્યાં નીકળે છે ?

સ. ૮૦) ઉત્તર વિભાગમાં થોડી વસ્તીવાળો ક્યો જિલ્લો છે ?

સ. ૮૧) મુંબઈથી સુરત, અમદાવાદ, કરાંચી, ભુસાવળ, રાજકોટ, જેકોબાબાદ, પુના, શોલાપુર, ધારવાડ, અહમદનગર કઈ દિશામાં છે ને કેટલા માઇલ દૂર છે તે આશરે કહો અને સ્કેલથી ભરીને ખાતરી કરી આપો.

સ. ૮૨) મુંબઈ ઇલાકાની છેક ઉત્તરમાં તથા દક્ષિણમાં કયા જિલ્લા છે?

**સ. ૮૩)** નીચેની જગાઓ કયાં છે? શું છે? શાને માટે પ્રખ્યાત છે તે કહો અને નકશામાં બતાવો. અમદાવાદ, અહમદનગર, અથણી, અલીબાગ, અમલનેર, અંકોલ, અંકલેશ્વર, અજિન્ટા, આબુ, આરાસુર, ઇગિતપુરી, ઉદવાડા, ઉમરકોટ, કચ્છ, કલ્યાણ, કલાદગી, કરાંચી, કપડવંજ, કાઠિઆવાડ, કારવાડ, કુમટે, કોંકણ, કોલાબા, કોલ્હાપુર, કૃષ્ણા, ખડકી, ખેડા, ખૈરપુર, ગીરનાર, ગીર, ગેરસપ્પા, ગોકાક, ગોકર્ણ, ગોદાવરી, ગોવા, ગોંડળ, ઘટપ્રભા, ઘારાપુરી, ચાંદોદ, છોટાઉદેપુર, જવાર, જમખંડી, જળગામ, જગતપોઇંટ, જામનગર, જાફરાબાદ, જુનાગઢ, જેકોબાબાદ, ઝાલોદ, ડકોર, ડીસા, ઢાદર, તાપી, તાલીકોટ, તુંગભદ્રા, થરપારકર, થળઘાટ, થાણા, દમણ, દાહોદ, દાપોલી, દીવ, દેવલાલી, દ્વારકા, ધરમપુર, ધારવાડ, ધુળીઆ, ધોળેરા, ધોળકા, ધોંડ, નવસારી, નડિઆદ, નવાનગર, નર્મદા, નવીબંદર, નંદરબાર, નાંદોદ, પશ્ચિમઘાટ, પાટણ, પાલણપુર, પાવાગઢ, પાલિતાણા, પોરબંદર, પંઢરપુર, પ્રભાસપાટણ, બનાસ, બહુધાન, બાલાચડી, બાર્સી, બેલગામ, બોરઘાટ, બોરીવલી, ભરૂચ, ભાદર, ભાવનગર, ભીમા, ભુસાવળ, ભુજ, મહાબળેશ્વર, મનમાડ, મહી, માલવણ, મેથેરાન, મેમદાવાદ, માંડવી, મુંબઇ, મોરબી, રત્નાગિરિ, રાજકોટ, રાધનપુર, રાજાપુર, લોણાવલા, લોંઢા, લુણાવાડા, વસઇ, વલસાડ, વડતાલ, વડોદરા, વેરાવળ, વિજાપુર, વીરમગામ, વેંગુર્લા, વાંદરા, શાહબંદર, શિકારપુર, શિરાવની, શુકલતીર્થ, શેત્રુંજો, શોલાપુર, સતારા, સરસ્વતી, સંગમેશ્વર, સક્કર, સહ્યાદ્રિ, સાવનુર, સાતપુડા, સાબરમતી, સાષ્ટી, સિન્નર, સિદ્ધપુર, સુરત, સિંધ, સિંધુ, સોમનાથપાટણ, હાલા, હુબલી, હૈદ્રાબાદ, હોનાવર.

---

# ધોરણવાર પુસ્તકોની યાદી.

બાળવર્ગ માટે બાળવર્ગની નોટ બે આના.
બાળપોથીનો ડિકટેશન શિક્ષક દોઢ આનો.
બાળવર્ગનો મુખગણિત શિક્ષક સવા આનો.

પહેલા ધોરણ માટે પહેલીના અર્થ અઢી આના.
પહેલી ચોપડીનો ડિકટેશન શિક્ષક બે આના.
પહેલા ધોરણનો મુખગણિત શિક્ષક દોઢ આનો.

બીજા ધોરણ માટે બીજીના અર્થ ચાર આના.
બીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક બે આના.
બીજા ધોરણનો મુખગણિત શિક્ષક પોણા બે આના.
સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક અઢી આના
ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક દોઢ આનો.
બાળ ગરબાવળીની નોટ બે આના.
બીજા ધોરણ માટે અંકગણિતનાં મનોયત્ન ચાર આના.

ત્રીજા ધોરણ માટે ત્રીજીના અર્થ પાંચ આના.
ત્રીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક અઢી આના.
ત્રીજા ધોરણનો મુખગણિત શિક્ષક બે આના.
સુરત જિલ્લાનો નકશો ચાર આના.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક અઢી આના.

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા અઢી આના.

* ત્રીજા ધોરણ માટે અંકગણિત શિક્ષક પાંચ આના.

*બાળ ગરબાવળીની નોટ બે આના.



☛ ચોથા ધોરણ માટે ચોથાના અર્થ સાડા સાત આના.

ચોથી ચોપડીનો ડિકટેશન શિક્ષક ત્રણ આના.

ચોથી ચોપડીનો મુખગણિત શિક્ષક ત્રણ આના.

મુંબઇ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના.

* હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા અઢી આના.

* બાળ ગરબાવળીની નોટ બે આના.



પાંચમી ચોપડીનો ડિકટેશન શિક્ષક ત્રણ આના.

પાંચમા ધોરણનો મુખગણિત શિક્ષક અઢી આના

| | | | |
|---|---|---|---|
| પાંચમીના અર્થ | રૂ. ૦-૮-૦ | કન્યા ૧લીના અર્થ | ૦-૪-૦ |
| છઠ્ઠીના અર્થ | રૂ. ૦-૯-૦ | કન્યા ૨જીના અર્થ | ૦-૫-૦ |
| સાતમીના અર્થ | રૂ. ૦-૧૦-૦ | કન્યા ૩જીના અર્થ | ૦-૭-૦ |

☛ કન્યા વાચનમાળા પુસ્તક ૧ લા નો

"ડિકટેશન શિક્ષક" ત્રણ આના.

આ નિશાનીવાળી ચોપડીઓ થોડા વખતમાં બહાર પડશે.

પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

**છગનલાલ મોતીરામ શાહ.** શાહપોર–સુરત.

...! ગેરંટી!! ગેરંટી!!!

...નાં પુસ્તકોનો ઉપયોગ કરવાથી

આપોઆપ બુદ્ધિ ખીલવાની સાથે

...ક્ષામાં નાપાસ થવાની ધાસ્તી રહેશેજ નહિ.

...તે ખરીદો નહિ પણ એકવાર જુઓ.

---

બાળપોથીથી પાંચમી સુધીના }
કન્યા વાચનમાળા પુસ્તક ૧ લા નો } "ડિકટેશનશિક્ષક"

---

બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીના "મુખગણિત શિક્ષક"

---

સુરત શહેરનો }
ચોર્યાસી તાલુકાનો } "ભૂગોળ શિક્ષક"
સુરત જિલ્લાનો }

---

સુરત જિલ્લાનો નકશો ચાર આના.

ગુજરાતની સાત ભૂગોળની }
ચોથા ધોરણની ભૂગોળની } "પ્રશ્નોત્તરમાળા"

બીજા ધોરણમાટે "અંકગણિતનાં મનોયત્ન"

હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની

પ્રશ્નોત્તરમાળા (છપાય છે.) અઢી આના.

---

ધોરણવાર પુસ્તકોનું પ્રાઇસલીસ્ટ મફત મંગાવો

પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા—શાહપોર—સુરત.